શ્રી

# ભજન-સિંધુ.

યોજક અને પ્રકાશક,

પંડિત દયારામ રત્નસિંહ શર્મા.

કચ્છ, સુમરીરોહા.



મુંબઈ.

'ધી મધુકર પ્રીન્ટીંગ વર્કસ' બીજો ભોઇવાડો-ભુલેશ્વર,
પ્રીન્ટર વીરજીભાઇ ભગવાનજીએ
માલીક દયારામ રત્નસિંહ શર્મા ને માટે છાપ્યું.

સંવત ૧૯૭૭. સને ૧૯૨૧. શકે ૧૮૪૩.

કીંમત રૂ. ૧-૪-૦.

શ્રી

# ભજન-સિંધુ.


યોજક અને પ્રકાશક.

## પંડિત દયારામ રત્નસિંહ શર્મા.

કચ્છ, સુમરીરોહા.





મુંબઈ.

'શ્રી મધુકર પ્રીન્ટીંગ વર્કસ' બીજો ભોઇવાડા-ભુલેશ્વર.

પ્રીન્ટર વીરજીભાઇ ભગવાનજીએ

માલીક દયારામ રત્નસિંહ શર્મા ને માટે છાપ્યું.

---

સવત ૧૯૭૭. સને ૧૯૨૧. શકે ૧૮૪૩.

---

કીંમત રૂ. ૧-૪-૦.

# અર્પણ પત્રિકા.

વેદમૂર્તિ, ભારત વિભૂષણ લોકમાન્ય

બાલ ગંગાધર તીલકના અમર આત્માની

સુપવિત્ર સેવામાં.

આર્યાવૃતનાં બ્રાહ્મણોના ગૌરવતામાં અભિવૃદ્ધિ કરવા અને અખિલ જગત્‌નો શ્રેયસાધક આપના સુકોમળ કરકમળથી "શ્રીમદ્‌ભગવદ ગીતા રહસ્ય" તથા વેદોમાં "આર્યોનો ઉત્તર ધ્રુવસ્થાન મૃગશિર્ષ" જે પુસ્તકો ધર્મ દ્રષ્ટિથી જોતા અંતઃકરણમાં નુતન જીવનનું દિગ્દર્શન કરાવે છે અથાગ માનસી શ્રમથી, પરોપકાર સુબુદ્ધિથી કર્મયોગનો પ્રતિપાદન કરવામાં આવેલ છે. સનાતન ધર્મનો સંરક્ષણ સુક્ષ્મ નિરિક્ષણ ચાતુરતાની કસોટી અપૂર્વ બુદ્ધિબલ આત્મસંયમ વિગેરે આપનામાં સદ્‌ગુણો જોઈ આપના સ્થુલ લૌતિકનાં પ્રથમ સવંત્સરીનાં સ્મારક તરીકે આ "ભજન-સિંધુ" નામક પુસ્તક હર્ષપૂર્વક આપના અમર આત્માને શાંતિ ઇચ્છિતા અર્પણ કરતાં શ્રી પરમદયાળુ મહાપ્રભુને સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર પ્રાર્થના કરૂંછું કે અમારા લોકમાન્યનાં અમર આત્માને શાંતિ બક્ષો ઇતિ શિવમ્ ॥

લી૦ તીલક ગીતારહસ્યનો ઉપાસક,

**પંડિત દયારામ રત્નસિંહ શર્મા.**

# ભૂમિકા.

લોકમાન્ય બાલ ગંગાધર તીલકના પ્રથમ સ્વંત્સરીના સ્મારક તરીકે બેઘડી ઇશ્વર સ્મરણ કરી પ્રભુ પાસે લોકમાન્યનાં અમર આત્માને શાંતિ માગીએ તે માટે " ભજન-સિંધુ " નામક પુસ્તક યોજવામાં આવ્યું છે.

જ્ઞાનચક્ષુ રઘુવંશી કૃષ્ણદાશ ગ્વાલજી વર્મા તરફથી તથા પંડીત પ્રાણશંકર લાધારામ ઉર્ફે શુકદેવ પાસેથી તથા ઇતિર સુજ્ઞના પાસેથી જે કીર્તનનોની મદદ મળીછે તેમનો હું સવિનય પુર્વક આભાર માનુંછું. વિદ્યાવિલાસી જોશી વિઠ્ઠલદાશ તથા બુધીરામ આણંદજી તરફથી પંડિત પીતાંબરજી તથા વ્યાસ હરીરામભાઇ તથા ત્રણલોકની સ્થિતિદર્શક ફોટુઓની મદદ મલી છે માટે તેમનો આભાર માનુંછું.

ચિત્રોનો પરિચય-શ્રીપરમદયાળુ ઇશ્વરની સાકાર પ્રતિકૃતિ લોકયમાન તથા પંડિત પીતાંબર પુરૂષોતમ વેદાંતાચાર્ય તથા જ્યોતિષરત્ન વ્યાસ હરિરામ સુરજી પંડિત શ્રી જયરામ ભાઇ ઉકેડા શર્મા.

અંતઃકરણને પવિત્ર કરવા માટે આધુનિક સમયમાં બેઘડી ઇશ્વિરમાં તલીન થવા સાધુવર્યો, મહાનસંતો, ભકતોની અમૃત વાણીરૂપી ભજન. કીર્તન-પદોની ઘણીજ આવશ્યતા છે.

શ્રદ્ધાપૂર્વક ઇશ્વિર ભજન કરતા આત્મીકબળ પ્રકાશમાન થાયછે.

લી०

મુંબઇ-આષાડ કૃષ્ણપક્ષ
લોકયમાન પ્રથમ પુણ્યતિથિ
ઇંદુવાસરે શકે ૧૮૪૩.

પંડિત દયારામ રત્નસિંહ શર્મા

**મહાત્મા શ્રી અમૃતલાલ સુંદરજી પઢિયાર પોતાનાં "સ્વર્ગનો આનંદ" પૃષ્ટ ૧૬૪ માં ભજનનો બળ વિષે લખેછે કે.**

"સંસાર સમુદ્ર તરવા માટે વહાણ જોશે, હાથપગ પછાડવાથી કાંઈ તે નહીં તરાય"

" ધર્મનું લક્ષ બિંદુ એછે કે, સંસારસમુદ્ર તરવો કારણ કે જ્યારે સંસાર તરાય ત્યારેજ કર્મના બંધનમાંથી છુટી શકાય છે. જ્યારે સંસાર તરાય ત્યારેજ જન્મ મરણના ફેરામાંથી બચી શકાય છે. અને જ્યારે સંસાર સમુદ્ર તરાય ત્યારેજ મોક્ષ મેળવી શકાય છે. માટે સંસાર સમુદ્ર તરવાની ખાસ જરૂર છે. પણ યાદ રાખજો કે હાથપગ પછાડવાથી કાંઇ સંસાર સમુદ્ર તરી શકાતો નથી. પણ સંસાર સમુદ્ર તરવા માટે તો નાવ જોઇએ છે એ નાવ કયું ? તે તમે જાણોછો ? એ નાવ તે પ્રભુ ભજનનું નાવ છે. ભજનના નાવ વડે સંસાર સમુદ્ર તરી શકાય છે. " તેથી અનુભવી ભક્તો કહેછે કે:—

વ્રત, ઉપવાસ, દાન, તીર્થસ્નાન, વીગેરે ધર્મના જે કાંઈ બહારનાં સાધનો છે તે બધા સાધનો હાથપગ હલાવવાની નાનકડી નદીકે ગામનાં ઝાપાના તળાવમાં તરી શકાય, પણ હાથપગ હલાવીને કાંઈ સમુદ્ર તરી શકાય નહીં, તેમજ યાદ રાખજો કે, એવાં એવાં ધર્મના સાધનોથી કાંઇક થોડીઘણી મદદ મળે, પણ કાંઈ સંસાર સમુદ્ર તરાય નહીં. સંસાર સમુદ્ર તરવા માટે તો ભજનનું નાવ જોઇએ.

બંધુઓ ! ભજન એ બહુભારી વાતછે એ માટે મહાત્માઓ એમ કહેછે કે. જે ભાગ્યશાળી હોય તેને ભજન કરવાનું સુઝે છે.

જેના અનેક જન્મનાં પુણ્ય ઉદય થયાં હોય તેને ભજન કરવાનું સુઝે છે. જેનાં પાપ કપાયેલા હોય તેને ભજન કરવાનું સુઝેછે, જેને સદ્દગુરૂનાં પંઝા વાગ્યા હોય તેને ભજન કરવાનું સુઝેછે, જેના પુર્વના સંસ્કાર સારા હોય તેને ભજન કરવાનું સુઝેછે, જે દુઃખના કસોટીમાંથી પસાર થયાં હોય તેને ભજન કરવાનું સુઝેછે, જેણે ધર્મનાં ઘણાં રસ્તાઓમાં ઘણો પુરૂષાર્થ કર્યો હોય તેને ભજન કરવાનું સુઝેછે, જેણે સત્સંગ કર્યા હોય તેને ભજન કર્યાનું સુઝેછે, અને જેની ઉપર અનંત બ્રહ્માંડના નાથની કૃપા ઉતરી હોય તેને ભજન કરવાનું સુઝેછે, કારણ કે:—

ભજન કરવાથી અંતરનાં દરવાજા ઉઘડી જાયછે, ભજન કરવાથી અનેક જન્મનાં પાપ કપાઈ જાયછે, ભજન કરવાથી અંતરમાં શાંતી આવતી જાયછે, ભજન કરવાથી જીંદગીમાં મીઠાશ આવતી જાયછે, ભજન કરવાથી જંજાળો ઓછી થતી જાયછે, ભજન કરવાથી નિસ્પૃહિપણું આવતું જાયછે, ભજન કરવાથી ત્યાગવૃત્તિ વધતી જાયછે, ભજન કરવાથી ભગવાનનો મહિમા સમજાતો જાયછે, ભજન કરવાથી મનમાં ઘણી જાતનું નવું બળ આવતું જાયછે, ભજન કરવાથી શાસ્ત્રનાં સિદ્ધાંતો સમજાતા જાયછે, અને ભજન કરવાથી સૌ જીવો ઉપરનો આત્મભાવ જાગ્રત થતો જાયછે. આવા આવા ભજનમાં અનેક ફાયદાઓ છે; માટે ભક્તો કહેછે કે:—

જે ભજન છે તે નાવ છે. અને બીજા સાધનો છે તે હાથપગ પછાડવા જેવા છે અને યાદ રાખજોકે હાથપગ પછાડવાથી કાંઈ સંસાર સમુદ્ર તરી શકાય નહીં, એ સમુદ્ર તરવા માટે તો ભજનરૂપી નાવ જોઇએ, માટે જો સંસારરૂપી સમુદ્ર તરવા ઇચ્છા હોય તો ભજનરૂપી નાવને પકડી રાખજો ને એ નાવનો આધાર છોડશોમાં એટલે સહેલાઇથી સંસાર સમુદ્ર તરી શકશો.



સ્વધર્મધુરંધર દૈવજ્ઞભૂષણ

પંડિત હરિરામ સુરજી વ્યાસ.

જન્મ સં. ૧૮૯૯. મૃત્યુ ૧૯૬૫.

The Lakshmi Art, — Bombay.

# श्रीमत्सद्गुरुपीतांबरप्रतापपञ्चकम्

——:o:——

## वसंततिलकावृत्तम्

श्रीरामसद्गुरुपदाश्रितचञ्चरीक,
बापोःकृपाद्दगवलब्धनिजात्मबोध।
पीताम्बराह्व गुरुदेव भवत्पदाब्ज-
संसेवनोद्भवमिदं फलमस्ति नूनम् ॥ १ ॥
ग्रंथस्य य " द्विविधसौख्यलवावभास- "
स्यालेखनेऽद्य मम साहसमेवमीदृक् ॥
मन्ये ततोऽस्य शरणं जनमाददञ्च
भाव्यं पदार्थवशदं विजयार्थदं वै ॥ २ ॥
किन्नो भविष्यति विलासकरः प्रबंधः
संसाधितार्थघटनो विविधार्थबोधः॥
मोक्षाऽर्थवन्तव विभोयदीहास्ति वाचा-
सञ्चारसाररसगुंफितभावलेखः ॥ ३ ॥
इत्थं समस्तसुखहेतुवतां वरेण्यम्
संसारकर्तृ परितापहरंपरं मे ॥
श्रीसद्गुरोःसकलकारुणिकस्य नेत्रा-
पाङ्गप्रसंगकरणं शरणं सदाऽस्तु ॥ ४ ॥
श्री[illegible]र्थकरणपटुताचाद्धेदां वंदनीयाः
श्रीबापोः शिष्यवर्यौ द्विजकुलजनिभृद्भूषणः कीर्तनीयः॥
वैप्रे रत्नेश्वराख्यप्रथितगुणगणैर्वन्दनीये कुले ये
जाताः पीताम्बरार्या मम परमगुरवःश्रेयसे संभवंतु॥५॥

लेः- श्रीगुरुचरणपादुकासेवनेप्सु गोविंद शर्मणःसूनू
रत्नसिंह शर्मा धरादेवः

સ્થાપિત સં. ૧૯૬૨.

# વિદ્યાવર્ધક પુસ્તકાલયના માલેક પંડિત દયારામ રત્નસિંહ તરફથી પ્રગટ થયેલ પુસ્તકોની ટુંક યાદી.

| | | |
|---|---|---|
| ૧ | વિવિધબોધ પ્રકાશ ( બાર ભાગમાં ) ... ... | ૧-૦-૦ |
| ૨ | રત્નપ્રબોધ વચનામૃત સહસ્ત્રી ... ... | ૦-૮-૦ |
| ૩ | સુબોધ સુધાકર ... ... ... ... | ૧-૦-૦ |
| ૪ | ચતુર ચિંતામણિ ... ... ... ... | ૧-૦-૦ |
| ૫ | પતિવ્રતા પારસમણિ ... ... ... | ૧-૦-૦ |
| ૬ | દયાસાગર... ... ... ... ... | ૧-૦-૦ |
| ૭ | ભજન—ભૂષણ તથા ભકિત ભૂષણ ( આ. ત્રીજી. ) | ૧-૪-૦ |
| ૮ | ભજન મણિ ... ... ... ... | ૧-૦-૦ |
| ૯ | ભજન—ચંદ્રિકા ( આ. બીજી. ) ... ... | ૧-૦-૦ |
| ૧૦ | ભજન—સિંધુ ... ... ... ... | ૧-૪-૦ |
| ૧૧ | શિવ—ભજનાવળી ( આ. ૪ થી. ) ... ... | ૧-૦-૦ |
| ૧૨ | યશ—ચંદ્રિકા ... ... ... ... | ૦-૪-૦ |
| ૧૩ | આરતિ—સંગ્રહ. ... ... ... ... | ૦-૨-૦ |
| ૧૪ | ગોરક્ષા પંચરત્ન ... ... ... ... | ૦-૦-૦ |
| ૧૫ | સંક્ષેપ સન્ધ્યા ... ... ... ... | ૦-૦-૦ |
| ૧૬ | સ્ત્રીઓ માટે પાઠ પૂજન ... ... ... | ૦-૧-૦ |
| ૧૭ | વેહેમ વિદારણ ... ... ... ... | ૦-૮-૦ |
| ૧૮ | શુકનશાસ્ત્ર ... ... ... ... | ૧-૦-૦ |

ઉપરના પુસ્તકોમાંથી જે શિલકમાં ન હશે તે મોકલવામાં આવશે નહીં.
રીપ્લાઈ કાર્ડ અગર સ્ટેમ્પ મુકયા શિવાય જવાબ મળશે નહીં.

**પંડિત દયારામ રત્નસિંહ શર્મા.**

વડગાદી. તુલશીદાસ મુરજી હાઉસ નં. ૩ મુંબઈ.

## જાહેર ખબર.



### ઈનામ રૂ. ૫૦ નું ઇનામ.

અમારા તેલોમાં વ્હાઈટ ઑઈલ તથા ખાસ તેલ છે તેવું સાબીતી કરી આપનારને રૂ. ૫૦ ઇનામ આપવામાં આવશે.

બનાવટી હેઅર ઓઈલો વાપરી કંટાળેલાઓને અમુલ્ય તક.

# ચંદ્રમણી ઑઈલ.

દરેક કુટુંબોમાં માન પામેલું ખુશબોદાર ચંદ્રમણી હેર ઓઈલ દીલને આનંદ આપનારૂં મનને પ્રફુલીત કરનાર આ હેર ઓઈલમાં હજારો તાજા પુષ્પનો મીઠો સુવાસ સમાયેલો હોવાથી અત્યંત લોકપ્રીય થઈ પડયું છે. સ્ત્રીઓની ખુબસુરતી તે તેના સુંદર વાળોને અંગે રહેલી છે. અને તે સુંદર વાળ ચંદ્રમણી ઓઈલના ઉપયોગથી પ્રાપ્ત થાય છે વલી તેની બનાવટ રસાયણીક કલા વિધાનથી કરવામાં આવેલી હોવાથી તેના નામ પ્રમાણેજ ગુણ ધરાવેછે. મગજનું કામ કરનારા માસ્તરો, વિદ્યાર્થીઓ, વકીલો, સ્ત્રીઓ, પુરૂષો, બચ્ચાઓ આ ઓઈલનો ઉપયોગ કરવાથી માથાના તમામ દરદો દુર કરી માથાના વાળ કાલા ભ્રમર જેવા અને અમરા વેલી સમાન લાંબા વધારી દેવાનો અજાયબ ગુણ હોવાથી થોડા સમયમાં આ હેર ઓઈલ પ્રાણપ્રીય થઈ પડયું છે. સોનાને ગીલીટ કરવાની જરૂર હોતી નથી. ફક્ત એકજવાર વાપરી ખાત્રી કરો.

**બાટલી એકની કીંમત ચૌદ આના પોસ્ટ જુદું.**

---

**સુર્યકાન્ત દેવેન્દ્ર બામ.** બાટલીના રૂ. ૦-૮-૦

---

**રીંગવમ આઈન્ટમેન્ટ.** [ દરાજનો મલમ. ] બાટલીના રૂ. ૦-૪-૦

**તાજે કલમ**–હમારે ત્યાં દરેક પ્રકારના ચુર્ણો, તાવની ગોળીઓ, જુલાબની ગોળીઓ, ખાંસીની ગોળીઓ, મરડાની ગોળીઓ, કફ સીરપ, બાલામૃત, તજનોઅર્ક, ચુપેલ તેલ, નારંગીનું તેલ, નાગર તેલ, ખસ ખુજલી, અને ગરગુંમડ, વિગેરેના મલમો તૈયાર મળશે. વેપારીઓને ભરપુર કમીશન આપવામાં આવશે.

**વૈદ્ય કુબેરજી દામોદર સુકલ. સુયકાન્ત દેવેન્દ્ર ડીપો.**

માંડવી કાથા બજાર રામમંદીર પોષ્ટ નં. ૩ મુંબઈ.

# અનુક્રમણિકા.

॥ શ્રી હરિ કૃષ્ણાય નમઃ ॥

# શ્રી ભજન સિંધુ.

**મંગલાચરણ.**

॥ ગોવિંદેતિ સદા સ્નાનં, ગોવિંદેતિ સદા જપઃ ।
॥ ગોવિંદેતિ સદા ધ્યાનં, સદા ગોવિંદ કિર્તનમ્ ॥ ૧ ॥



## ॥ શ્રી વિષ્ણોઃ ષોડશનામ સ્તોત્રમ્ ॥

॥ ઔષધે ચિન્તયે દ્વિષ્ણું, ભોજનેચ્ય જનાર્દનમ્ ॥
॥ શયને પદ્મનાભંચ, વિવાહેચ્ય પ્રજાપતિમ્ ॥ ૧ ॥
॥ યુદ્ધે ચક્રધરં દેવં, પ્રવાસેચ્ય ત્રિવિક્રમ્ ॥
॥ નારાયણં તનુ ત્યાગે, શ્રીધરં પ્રિય સંગમે ॥ ૨ ॥
॥ દુઃ સ્વપ્ને સ્મર ગોવિન્દં, સંકટે મધુ સુદનમ્ ॥
॥ કાનને નારસિંહચ્ય, પાવકે જલશાયિનમ્ ॥ ૩ ॥
॥ જલમધ્યે વરાહંચ્ય, પર્વતે રઘુનંન્દનમ્ ॥
॥ ગમને વામનં ચૈવ, સર્વ કાર્યેષુ માધવમ્ ॥ ૪ ॥
॥ ષોડ શૈતાનિ નામાનિ, પ્રાત રૂત્થાયયઃ પઠેત્ ॥
॥ સર્વપાપ વિનિર્મુકતો, વિષ્ણુલોકે મહીયતે ॥ ૫ ॥

॥ શ્રી હરિ કૃષ્ણાય નમઃ ॥

# શ્રી ભજન સિંધુ

૧

રાગ—કલ્યાણ.

જય જનારધના, પ્રભુ શાંતી વર્ધના,
ભક્તપાલ દીન દયાલ, દુષ્ટ મર્દના—જય.—ટેક.
રામચંદ્રનો રૂપ ધરીને, રાખી ધર્મની માઝ,
રાવણ સરીખા દુષ્ટ હણીને, ટાળી સર્વની દાઝ—જય૦ ૧
કૃષ્ણચંદ્ર અવતાર ધરીને, રોળયાં દુષ્ટ અપાર;
ધર્મ સનાતન સ્થાપન કીધો, ધરણી ઉતાર્યો ભાર—જય૦ ૨
વામન રૂપ ધર્યો ગીરધારી, દેવરાજને કાજ;
ત્રણ પગમાં ભુમંડળ માપ્યો, અર્ધપાદ બલીરાજ—જય૦ ૩
નૃસિંહ રૂપ ધર્યો ગીરધારી, ભક્તરાજ સુખ માટ;
માર્યો હિરણ્ય કંશ નખેથી, ટાળયો જન ઉચાટ—જય૦ ૪
દ્રૌપદીને બહુ ચીરજ પુર્યાં, દુષ્ટ સભા મોજાર;
ભક્તરાજ પાંડવને કાજે, કૌરવ માર્યા ઠાર—જય૦ ૫
બાઈ મીરાનાં લાડજ પુર્યાં, જય ગીરધારી લાલ;
વિખનો પ્યાલો અમૃત કીધો, કર્યો મીરાંને ન્યાલ—જય૦ ૬
નરસિંહ કંઠે હાર ધરીને, મોડયાં સૌના માન;
ગરૂડ તજીને ગજ મુકાવ્યો, જય જય શ્રી ભગવાન—જય૦ ૭
જેષ્ટારામ જુગો જુગ જીવન, રહેજો ઉર મોજાર;
કામ ક્રોધ મદ લોભ નિવારી, ઉગારો કીરતાર—જય૦ ૮

૨

રાગ—એજ.

શ્રી શીવ નીરંજના, જય ભીડ ભંજના,
ચર્ણ શર્ણ છું તમારે ભક્ત વંદના;
શીશ ગંગને ભસ્મ અંગ છો, વ્યાપક ઠામો ઠામ,
કૃપા કરી મમ હૃદય બીરાજો, વંદુ કરી પ્રણામ—શ્રી શીવ૦
મારકંડ આવ્યો તમ શર્ણે, ઉગાર્યો તત્કાલ,
યમરાજાનો માન ઉતારી, અમર કર્યો નીજ બાલ—શ્રી શીવ૦
શ્રીમત્શકંર સ્વામી રૂપે, પ્રગટ થયાં પૃથ્વી માંહે,
જૈન બોધ મત ફંદ હટાવ્યાં, સ્થાપ્યો સનાતન ન્યાય—શ્રી શીવ૦
જીવ શીવનું ભીનપણું તેમાંથી કલપાય,
ભાગ ત્યાગનાં ન્યાય વડે, તે જીવ શીવ ઓળખાય—શ્રી શીવ૦
ભય ભીડ ભંજન જય આનંદ ઘન, ભવજલ તારનહાર;
અંતર જામી અગ જગવ્યાપી, રેજો ઉર મોજાર—શ્રી શીવ૦
શ્રી મત્શંકરાચાર્ય દયાલુ, જ્ઞાન તણાં ભંડાર;
મેહેર કરી અજ્ઞાન નિવારો, ટાળો ભય સંસાર—શ્રી શીવ૦
જેષ્ટારામ કહે કરજોડી, સત્ય ચીદ આનંદ દેવ;
નાશ કરો અહંકાર અમારો, સ્થાપો ઉર શુભ ટેવ—શ્રી શીવ૦

૩

રાગ—એજ.

ભય હરો હરી કરૂણાં દયા ધરી,
જન્મ મર્ણ જગત ફંદ કષ્ટ દુર કરી—ભય૦—ટેક.
બ્રહ્મા રૂપે આપ બનીને ઉપજાવો સંસાર;
રજ પ્રધાન ઉર કર્મ આચરો, જય જગ સરજનહાર. ૧
વિષ્ણુ રૂપે આપ બનીને, કરતા જગ પ્રતીપાળ;
સત્વ પ્રધાન હૃદયમાં ધારી, ધરતાં જન્મ દયાળ. ૨
શંકર રૂપે આપ બનીને, કરતા જગ સંહાર;
તમ પ્રધાન અંતરમાં ધારી, કરતાં જ્ઞાન ઉચાર. ૩
રામ કૃષ્ણ નરસિંહ વામનજી મછ કછ અવતાર,
ભક્ત ધર્મ પ્રતીપાલન કરવા, ધાર્યાં દેવ મુરાર. ૪

સચરાચર છો નભવત વ્યાપક, છો એક અદ્વૈત અખંડ;
સત્યચીદ આનંદ અસ્તિ ભાતી પ્રીય, નામ રૂપ બ્રહ્માંડ. ૫
જેષ્ટારામ રમે સર્વાંતર, વેદ પુરાણે શાંખ;
સંત સંગથી જાણી, અંતર જ્ઞાનામૃત રસ ચાખ. ૬

૪

પદ-રાગ-કાફી.

આત્મ તત્વ વિચાર નિરંતર, આત્મ તત્વ વિચારરે;
તજી કુટિલ મન કામનાં, આત્મ તત્વ વિચાર—ટેક.
સુર દુરલભ નર સાજ મિલ્યો છે, મહા મુક્તિનું દ્વારરે-તજી૦ ૧
માયિક સુખમાં મોહિ રહ્યો છે, આગલ જમની મારરે-તજી૦ ૨
ઓશ ઉદકથી પ્યાસ ન નાસે, વૃતિ વિષયથી વારરે-તજી૦ ૩
વિરસ વિષય રસમાં સુવિલગો, લાલચ મુકલ બારરે-તજી૦ ૪
માત તાત કુલ જાત યમાત્રી, વંચક વનિત વિહારરે-તજી૦ ૫
અર્ક તુલવત ઉડી જાશે, ધન યૌવન પરિવારરે-તજી૦ ૬
મિથ્યા તન અભિમાન તજી, ન સોહ્ રામ સંભારરે-તજી૦ ૭
કરી અન્વય વ્યતિરેક વિવેચન, અસ્તિ ભાતિ પ્રીય ધારરે-તજી૦ ૮
સદગુરૂ મુખ મહા વાકય વિચારી, દ્વૈત ઉપાધી ટારરે—તજી૦ ૯
સામ કહે મન માન સિઆમન, મિટે જગત જંજારરે-તજી૦ ૧૦

૫

રાગ—એજ.

કયું ન કરે દિલ જાન ગુમાનિ, કયું ન કરે દિલ જાનરે;
જીવન જાત શિરાન જાની, કયું ન કરે દીલ જાન—ટેક.
કયા સુતો સઠ સેજ બીછાઈ, સપુટ ત્રાન શિરાનરે-જીવ૦ ૧
જાગા જાગ જન ગાફિલ ગંધા, વેલા જાત બિલાતરે-જીવ૦ ૨
નહિ થીર થાન મકાન કિનોંકા, દો દિનકે મજમાનરે-જીવ૦ ૩
અવની ભુક ફલ ગવાવત ફાકે, કાલ મહા બલવાનરે-જીવ૦ ૪
પીરપેં ગવર પ્રાક પધારે, સુને સર્વ મકાનરે—જીવ૦ ૫
કુલ કુટુંબ સબકાલ ચવેનું, કયું સઠહો તહેરાનરે—જીવ૦ ૬
કબુહુ ન કીજે બાત બુરાની, કામ કઠીન અવસાનરે-જીવ૦ ૭
કરો સભન સનભાવ ભલાઈ, સાયભ સર્વ સમાનરે—જીવ૦ ૮
સામ કહે જન જાનનીજા, તમ છુટે કાલ કલાનરે—જીવ૦ ૯

## ૬

રાગ—એજ.

વેદ વચન કર કાન સયાના, વેદ વચન કર કાનરે;
ચીત ચીદાનંદ આતમા વેદ વચન કર કાન—ટેક.
પંચકોશ તન તીન વિહાઈ સાક્ષિ શુધ્ધ પિછાનરે–આ૦ ૧
અન્નમય કોશ પ્રગટ પૈચાનો થુલવપુ દુખ ખાનરે–આ૦ ૨
તીન કોશ તન સૂક્ષ્મ માંહી પ્રાણુમનો વિજ્ઞાનરે—આ૦ ૩
આનંદમય કારણુ તન કહિયે ભૌતિક ભૂત નિદાનરે—આ૦ ૪
તીનો તનમે જડ વ્યભીચારી, ભિન્ન અવસ્થા ભાનરે–આ૦ ૫
જાગ્રત સુપન સુષોપતી માંહી ચૈતન એક સમાનરે—આ૦ ૬
તત્ત મસિવા વાકય તપાસી, ભેદ ભરમ કરહાનરે—આ૦ ૭
સતચિદ આનંદ બ્રહ્મ સમંડિત સર્વાત્મ સમજાનરે—આ૦ ૮
ધરી નરતન નિજરૂપ ન જાન્યો, બડી કરી તીનહાનરે-આ૦ ૯
આમ કહે નિજરૂપ લ્યો જીન ધન્ય ધન્ય નહિ માનરે–આ૦ ૧૦

## ૭

રાગ—એજ.

કર સદ્દગુરૂ પદ પ્યાર, સદા મન કર સદ્દગુરૂ પદ પ્યારરે;
મિટે સકલ ભવસાસના, કર સદ્દગુરૂ પદ પ્યારરે—ટેક.
યાસમ નહિ સાધન અનજગમે અભિમત દેત ઉદારરે—મિટે૦ ૧
દુસ્તર ભવસાગર ગોપ દઈવત રતન લાગે વારરે—મિટે૦ ૨
બિનુ દૈશિક સતપંથ ન સુજે કરે કોટિ ઉપચારે—મિટે૦ ૩
ગુરૂ દૈવત ત્રૈલોક નિમાંહીં શ્રીમુખ આપ ઉચારરે—મિટે૦ ૪
ગુરૂ મહિમા ઉમયા પ્રતિ ભાખ્યો ગીતાગત ત્રીપુરારે—મિટે૦ ૫
નિગમાગમ સબ સંત વખાને, મહિમાં અગમ અપારરે–મિટે૦ ૬

## ૮

રાગ—એજ.

દીનું અભયપદ દાન ગુરૂજી મેરે દીનું અભયપદ દાનરે—ટેક.
દીન દુખીત અભ્યાગત જાણી, આદર કપ અધિકાન—ગુરૂ૦ ૧
કરી કરૂણા શીર હાથ ધરી મમ મંત્ર સુનાયો કાન—ગુરૂ૦ ૨
દે આતમ ઉપદેશ અનોપમ મટેયો તન અભિમાન–ગુરૂ૦ ૩

મા વાકયનો મર્મ લખ્યો સોહં બ્રહ્મ નઆન—ગુરૂ૦ ૪
સામ કહે મમ કાજ સર્યો, સવ સુજ પડી ગુરૂસાન—ગુરૂ૦ ૫

૯

રાગ—એજ.

સદ્દગુરૂ દીન દયાલ, મિલ્યા મુને સદ્દગુરૂ દીન દયાલરે—ટેક.
ગુરૂ વેકયુ તું અખંડિત, રહિતે દેશાદિ કાલ—મિલ્યા૦ ૧
મનન કરી મેં મનમાં જોયું, દીશે ન જગત જંજાલ–મિલ્યા૦ ૨
નિત્ય નિરંતર ધ્યાન ધરી, દ્દઢ પ્રગટયો પરમ રસાલ–મિલ્યા૦ ૩
સામ કહે સાક્ષાત કરી, નિજ નિરખે થયો નિહાલ—મિલ્યા૦ ૪

૧૦

નરસિંહ મહેતાની હુંડી.

મારી હુંડી સ્વીકારો મહારાજરે, શામળા ગીરધારી,
મારી હુંડી શામળીઆને હાથરે, શામળા ગીરધારી;
રાણાજીએ રઢ કરી, વળી મીરાં કેરે કાજ ( ૨ )
ઝેરના પ્યાલા મોકલ્યારે, વહાલો ઝેરના જારણ હારરે,
શામળા ગીરીધારી–મારી હુંડી સ્વીકારો મહારાજરે;
સ્થંભ થકી પ્રભુ પ્રગટયા, વળી ધરીયાં નરસિંહ રૂપ ( ૨ )
પ્રલ્હાદને ઊગારીઓરે, વહાલે માર્યો હરણા કંશ ભૂપરે–શામળા૦ ૧
ગજને વહાલે ઉગાર્યો, વળી સુદામાની ભાંગી ભૂખ ( ૨ )
દોહલી વેળાના મારા વાલમારે, તમે ભકતોને ઘણાં આપ્યાં સુખરે–શા૦ ૨
પાંડવની પ્રતિજ્ઞા પાળી, વળી દ્રૌપદીનાં પૂર્યાં ચીર ( ૨ )
નરસિંહ મહેતાની હુંડી, સ્વીકારજોરે તમે સુભદ્રાબાઈના વીરરે–શામળા૦ ૩
સાડા ત્રણુસો તીરથવાસીને, વળી રૂપિઆ છે સો સાત ( ૨ )
વહેલા પધારજો દ્વારકારે, એને ગામની ન્હાયાની ઘણી ખાંતરે–શામળા૦ ૪
તીરથવાસી સૌ ચાલ્યાં, વળી આવ્યાં નગરની માંહે ( ૨ )
આ શહેરમાં એવું કોણુછેરે, જેનું શામળશા શેઠ એવું નામરે–શામળા૦ ૫
નથી બ્રાહ્મણુ, નથી વાણીઓ, નથી ચારણુ, નથી ભાટ ( ૨ )
લોક કરેછે ઠેકડીરે, નથી શામળશા શેઠ એવું નામરે—શામળા૦ ૬
રહેવાને નથી ઝુપડુ, વળી જમવા નથી જુવાર ( ૨ )
બેટો બેટી વળાંવીઆંરે, મેં તો વળાવી ઘરકેરી નારરે—શામળા૦ ૭

ગરથ મારૂં ગોપીચંદન, વળી તુલશી હેમનો હાર ( ૨ )
સાચું નાણું મારે શામળોરે, મારી દોલતમાં ઝાંઝ પખાજરે—શામળા૦ ૮
તીરથવાસી સૌ ચાલ્યા, વળી આવ્યા નગરની બહાર ( ૨ )
વેશ લીધો વણીકનોરે, મારૂં શામળશા શેઠ એવું નામરે—શામળા૦ ૯
હુંડી લાવો હાથમાં, વળી આપું પુરાં દામ ( ૨ )
રૂપૈઆ આપું રોકડારે, મારૂં શામળશા શેઠ એવું નામરે—શામળશા૦ ૧૦
હુંડી સ્વીકારી વહાલે શામળે, વળી અરજે કીધાં કાંમ ( ૨ )
મહેતાજી ફરી લખજોરે, મુજ વાણોતર સરખાં કાજરે—શામળશા૦ ૧૧

## ૧૧

રાગ—ઠુમરી.

રામ ભજે સો જીત્યા જગમેં રામ ભજે સો જીત્યા,
હાથ સમરની ભઘલ કતરની શીખે ભગવત ગીતા;
હૃદય શુદ્ધ કીઓ નહીં હજોહું, કહેત સુનત દીનવીતા—રામ૦
આન દેવકો સમરણ કીના, હરસું રહેત અનીતા;
ધન જોબન કછુ કામ ન આવે, અંતે ચલેંગી એ રીતા—રામ૦
જોરૂ બેટા કામ ન આવે, કામ ન આવે મીંતા;
કહેત કબીર કાલ લેજાએગો, જ્યુંબકરેકું ચીત્તા—રામ૦

## ૧૨

રાગ—એજ.

બાતનમેં બીત ગયો, જન્મ સબ બાતનમેં બીત ગયો,
બાર બરસ ગયો લડકાઈમેં, વિષય જોબન ભયો;
ત્રીસ બરસ માયાકે કારણ, એસે ચલત ગયો—બા૦
ચાલીશ અંદર રાજકું પાવે, ભડે લોભ નિત નયો નયો;
સુખ સંપત માયાકે કારણ, દેશ વિદેશ ભયો—બા૦
સુકી ત્વચા કમર ભઈ ઢીલી, એ સબ ઠાડ ભયો;
બેટા બહુ ઓર કહ્યો ન માને, બુઢન શઠ ભયો—બા૦
ન હરી ભજન ન ગુરૂ સેવા, ન કછુ દાન દીયો;
સુરદાસ મિથ્યા તન ખોવત, જભહી જમ મીલ્યો—બા૦

૧૩

રાગ—એજ.

જગત જાલ માયા અગ્નિમેં, સબલ પુટે છે ધાણીરે,
ક્રોધ કંણુાઇઓ મમતા વેરૂ આટાર, વિષય રૂપી પાણીરે;
લોભ લાકડા અતિ ધુખેછે, કુબુદ્ધી ચુલ ઠેરાણીરે—જ૦
તૃષ્ણા તાપ ભરમના વાયુ, અભીમાન ફુલાણીરે;
મન ભુંજારો મોહ દંકીકો, લેછે આઘો તાણીરે—જ૦
સોંઘી થઈ ધમડીને માટે, જમકે હાટ વેંચાણીરે;
એકજ દાણું દુરજ પડયો, સો ઉગાર્યો પ્રાણી—જ૦
સંત સમાગમ કરેલ પ્રાણી, મનમેં આનંદ આણી;
કહે પ્રીતમ પ્રભુ, ભજન કરીલે એ અંધાણીએ એધાણીરે—જ૦

૧૪

રાગ—એજ.

જાના હૈં જગકા સુખ છોડી, રહેના નહીં કછુ પાવેગા,
દેખત દેખત સબકો જાતે, રાજા રંક ફકીરા;
મુરખ પંડીત સબકોઈ મરગયે, અમલદાર અમીરા—જા૦
આજ કાલ કર જમ લેજાએંગે, દુન્યા બહુ દુઃખકારી;
એસી કારણસે આપ બીચારો, સમજ લ્યો નરનારી—જા૦
કયા જીંદગી બંદગી નહી કરતો, ધરત નહી પ્રભુ ધ્યાના;
કાંસે આયો કાં જાએંગે, એસા નહીં પેચાના—જા૦
શપને જેવા હય સંસારા, લોક વિલોક પાતાલા;
ગણુપત જ્ઞાન ગુરૂકા ગાના, એકે કૃષ્ણ આધારા—જા૦

૧૫

ભજન.

આજ મારી પુર્વ જન્મની છે પ્રીતડીરે,
મારે હઇડે લગાયલ હરીનાં નામજીરે નામ નહીરે છોડુંજી.

સાખી.

સંત મારા શીર ધણીરે ને હું સંતોની દાશ;
સંત રેજો મારા ચીતમાંરે મીરાંબાઇ રેજો ભજનમાં પ્રવીણુજીરે, રામ નહીરે
છોડુંજી આજ—મારી૦

એરી ભાદરવો ભલે ગાજ્યો, વડી નદીએ ખડકે નીર;
સંત વરશે રૂડે મોતીએ મીરાબાઇ વરશે વાદળઆચલી વીજલીરે—નામ નહીંરે
છોડું જી—આજ મારી૰
વીખનાં કટોરા રાણે મોકલ્યા આયા મીરાને પાસ;
અમૃત કરી મીરાબાઈ આરોગ્યાં, ને મીરાને આયાં અમીના ઓડકારજીરે—
નામ નહીંરે છોડું જી—આજ મારી૰
રાણોજી વાંસીગણુ મોકલ્યાં, વરા આયાં મીરાની પાસ;
હરખી નીરખી હુલાવ્યોરે, મીરાને ગલે પુલન કેરા હારજી—નામ નહીરે
છોડું જી—આજ મારી૰
મેળીએથી મીરાંબાઈ ઉતરો વરી રથે ભરો ભાર;
ધોરા બળદીઆ મીરાંબાઈ જોતરોરે મીરાબાઈ એકવાર;
ચીત્રોડગઢમાં આવજો, મીરાબાઈ એકવાર રાણાને મલવા આવજો—નામ
નહીરે છોડું જી—આજ મારી૰
રાણેજી માણુસ મોકલ્યા વરી જાજો મીરાંને પાસ;
મરી ગઈ હોય તો બારજોરે નકાં દેજો ધોવરકામાં વાસાજીરે—નામ નહીરે
છોડું જી—આજ મારી૰
ગુરૂ પ્રતાપે મીરાબાઈ બોલ્યાંરે વરી અવચળ રેજો રાજ;
કાશી નગરને માર્ગેરે મીરાબાઇને ગુરૂ મલ્યાં રોઈદાશજીરે—નામ નહીરે
છોડું જી—આજ મારી૰

## ૧૬

### ભજન.

પ્યારાને મોરલી વારાનેરે, મન ભજીલે ગોવિંદ પ્યારાને;
માત પીતા તુને જનમ દીઓ હય, કર્મ દીઓ હય કીરતારાનેરે—મન ભ૰
તારી જે ઘડી જાય સારાને, મન ભજીલે ગોવિંદ પ્યારાને;
માયારે જાળમાં તું શું રે મુજાણો, અરે મછવીંટાણું જેમ જારામાંરે—મન૰
કુંટબ કબીલા તારે કુડી છે માયા પ્રાણી શું રે બંધાણું ઘરદારનેરે—મન ભ૰
અરે નવશો નવાણું નદી ઉકરી આવ્યો;
પ્રાણી શુંરે બુડે છે આવી આરમાંરે, મન ભજીલે ગોવિંદ પ્યારાને.
દેવાના સ્વામીનું સ્મરણુ કરી લેતો ઉકરી જાશો ભવપારાનેરે—મન ભજીલે૰

૧૭

ભજન,

કાનુડો ન જાણે મારી પ્રીત બાઈ અમે બાલ કુંઆરારે;
કાનુડો ન જાણે મારી પ્રીત—ટેક.
જલરે જમુનાનાં નીર ભરવાને ગયાંતાંરે;
ખુબલે ઉડાડયાં આંછા નીર ઉડયાં છરરરરરરે—કાનુડો૦ ૧
વૃંદાવન મેરે વાલે રાશ રચ્યો હયરે શોડશો;
ગોપીઓના તાંણ્યાં, ચીર ફાટયાં ફરરરરરરે—કાનુડો૦ ૨
જમુનાં કાઠેરે વાલે રાશ રચ્યો હય, મોરલી વગાડી રૂડે કાન;
ભડકયાં ઢોર ભાગ્યાં ભરરરરરરરે—કાનુડો૦ ૩
હુંરે વેરાગી કાના તારા નામનીરે;
કાનુડે તાણીને માર્યાં તીર વાગા અરરરરરરે—કાનુડો૦ ૪
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરનાં ગુણ;
વાલા કાનુડે બારીને કીધાં ખાક ઉડી ફરરરરરરે—કાનુડો૦ ૫

૧૮

રાગ—તલંગ.

જલ ભરવા કેમ જાઉ મા કાનુડો કેડન મેલે જલ ભરવા—ટેક.
વાટે ગાટે વાલો પાણીલો માગેરે, મારગડામાં કેમ પાઉ—મા૦ ૧
નીરલજ થઇને મારા નાથજી ઉભા, હુંરે નીરલજ કેમ થાઉ—મા૦ ૨
બ્રંદાવનમે વાલો ગૌધન ચારે, વાછાલડામાં કેમ જાઉં—મા૦ ૩
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, છેડલો મુકોતો ગરેજાઉં—મા૦ ૪

૧૯

રાગ—એજ.

રાધેવર રંગ ભન્યો હે કેણી મેરો દેખન જાઉં—ટેક.
શીરપર કલશ કલશપર જારી પાંણીઆરી થઇને જોવા જાઉં—મા૦ ૧
પુલ કેરી છાબડી પુલોકેરી માલા, માલણ થઇને જોવા જાઉં—મા૦ ૨
મહીની મટુકી મહીયાની ગોરી ગોવાળન થઇને જોવા જાઉં—મા૦ ૩
અંગ વિભૂતિ ગલે રૂંઢમાલા, જોગન થઇને જોવા જાઉં—મા૦ ૪
મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણ કમલ લપટાઉં—મા૦ ૫

૨૦

રાગ—મેવાડ.

માયા લાગી માયા લાગી માયા લાગીરે;
મોહન તારા મુખડાની માયા લાગીરે પ્રીતમ પ્યારા—ટેક.
મુખડું મેં જોયું તારૂં, બીજું સર્વે લાગે ખારૂં મન મારૂં રહ્યું ન્યારૂંરે-મો. ૧
મુખડે જોવાને તારો, શરવે મેંતો કીધો ખારો, હવે હુંતો સુતી જાગીરે. ૨
મુખડા જોવાને માટે શીશમેંતો દીધો સાટે, સંસાર સરવે મેલ્યો ત્યાગીરે. ૩
મુખડાની મીઠી વાણી, તેણે ચીત મારો લીધો ત્રાણી, હવે હુંતો ભય ભાગીરે.
પરણું તો પ્રીતમ પ્યારા, અખંડ સૌભાગ્ય મારા, રંડાપાનું ભય ભાંગુંરે-મો. ૫
પ્રમાનંદ કહે જાઉં વારી, નમ ઉપર બલેહારી, હે મિત્ર છોડી મજાજો ત્યાગીરે.

૨૧

રાગ—ઠુમરી.

બીગરી કોન સુધારે નાથ બીન બીગરી કોન સુધારેરે—ટેક.
બની બનીકા સબ કોઈ સાથી, બીગરીકા નહી કોઇરે.
ભરી સભામેં લજ્જા રાખી, દીનાનાથ સવાઇરે.
રામકી બીગરી લક્ષમણ બીગરી, બીગરી સીતા માઇરે.
લંકામેં એક રાવણ બીગડે, ફીરગઈ રામ ધોવાઈરે.
કડવી વેલકી કડવી તુંબડીઆ, સબ તીરથ કર આઇરે.
ગંગા નાઈ જમુના નાઈ, નાઇ તો ન ગઈ કડવાઇરે.
નીમ ધરમકા જાંજા ભનાયા, સમુદર બીચ ચલાયારે.
ધરમી ધરમી પાર ઉતરકે, પાપી નામ બુડાયારે.
સુરત સુરતકી બની ચુનડીઆ, દીલમેં દાગ લગાયારે.
ગુરૂ હમારા નાથ જલંદર, રાજ માનશીંગ પાયારે.

૨૨

રાગ—એજ.

બલીહારી રસીઆ ગીરધારી, સુંદરશ્યામ હો તજી અમને મથુરાના વાસી—
આવા નવ બનીએજી;
વાંસલડી વાગે વ્હાલા ભણકારા વાગેને વૃજવાટ લાગે હવે ખારી—સુંદર૦-ટેક.
જમનાનો કાંઠો વાલા, ખાવાને દોડેને ચકલાવી દેછે મુને ભારી—સુંદર૦ ૨
વૃંદાવન કેરી શોભા તમવીણ અમને નવ લાગે દીઠી હવે શારી—સુંદર૦ ૩
ટચલીએ આંગળીએ ગોવરધન તોળ્યો વાલા અમપર ઢોળયો ગીરધારી-સું૦ ૪
મીરાબાઇ કહેછે પ્રભુ ગીરધરના ગુણ શુદ્ધ પ્રભુ લેજો હવે મારી—સુંદર૦ ૫

૨૩

ભજન.

એક દીન એશો પ્રાણી આવશે, મારા હુઈડા લુટાશેજી;
મીત્ર મળયાંરે બહુ પ્રકાશનાં, જોર કેનુ ન ચાલેજી—ટેક.
ઉચારે મિંદર ઉંચા માલીયાં, જેમાહે શીર તાણી સુતાજી.
આરે નગરીનો રાજા—બંધ પડયો બંદિ બંદ છોડાવેજી.
આશમાની ફોજુ આવશે, ઘેરયાં દશ દરવાજાજી.
આરે નગરીનું રાજા ચલગયો, પુઠે પડીરે પુકારજી.
સોનારે, રૂપાં કેરા પાલણા, જે માહે વીધ વીધ વાગાજી.
એકતો ઉતારી અડગા મેલેયાં, દુજા સીવવાને લાગાજી.
સોર વરસકેરી સુંદરી ઉભી, ડગમગ જુવેજી.
આંસુડે ભીજાણી એના કંચુવા ઉભી ધ્રુશકે રૂવેજી.
પેલો વેશાંમણું ગરને આંગણે, બીજો જાપાને બારેજી.
ત્રીજોરે વેશાંમણું કાંધીને કાંધલે, ચોથો ભોમ મશાણેજી.
કુડા બેલીરે કુડા કાંધીઆં, જીવને વોરાવીને વરેઆજી.
સાચારે વન કેરાં લાકડાં, સાથે ભેરાં તે બરેઆજી.
કેના છોરૂ કેના વાછરૂ, કેના માઈ કેના બાપાજી.
અંતકાલે જાસો પ્રાણી એકલા, સાથે પુન્ય ને પાપજી.
નથી તારણુ નથી તુબડા નથી ઉગરેઆનો આરોજી.
ભુતનાથ ચરણુ અખઈ ભણે પ્રભુ પાર ઉકારોજી.

૨૪

રાગ—પ્રજ.

આવ્યો આવ્યો ઉત્તમ અવતાર, અચાનક તારેરે;
તેમાં ભાવે કરી ભગવાન, ભજીલે સ્વારેરે—દોઢ.
તું તાથામ, શોંકટો અસુર નહી હાથ તારેરે;
સુરે ભાર ઉપાડે ભુપ, લાગો ખોટીબારો—દોઢ.
આગમ નથીરે પોપાનું રાજ, કરીલે કારજ તારૂંરે;
સુરે વાતુ કરીએ ભાઈ, મેલીદે તારૂ મારૂંરે—દોઢ.
તુંતો ખરચીલે ખુબેખુબ, દીધું છે દયાળેરે;
જાણે ખાખ તણુરે સુર ઉડીરે જાશે કાલેરે—દોઢ.
સુરે રાતો રંગ પતંગ, દીવશ ચારનું ચટ કરે;
કહે ઈશ્વર મેલો આજાર, મેલી સાથે મટકોરે—દોઢ.

૨૫

રાગ—એજ.

પામ્યો પામ્યો ઉત્તમ અવતાર, ભજન કર ભાવેરે,
એને કરવું છે એરે ઉપાય, સમજ વાલા મારારે—ટેક.
તું તો મુખસે કહીલે રામ, રેવું નીશકામરે;
સુરે વડગી રહયો વાલા, કાંઈ હાડચામ મેરે—દોઢ.
તું તા લાલ ચમકર લગાર, કાયા માયા કાચીરે;
સુરેમાંની બેઠો છો મુરખ, શોણુાની વાત સાચીરે.
શોભે નહિ જેમ વરવોણી જાન, માનો કયું મારૂંરે;
તેતું માની બેઠો મનમાં, તેમા નથી તારૂંરે.
એવી કાને ધરજો વાત, શીખામણ મારીરે;
એમ કહે છે ઈશ્વિરદાસ, જુઓ તમે જાગીરે.

૨૬

કીર્તન.

જીવ તું જનમ્યો જ્યારે, હરીને કહી આવ્યો ત્યારે,
પ્રભુ બંધન છોડો મારો, ભજીસ નિત્ય નામ તે તારો;
ભજો મન રામ સુખધામાં, મલે મુક્તિ અવસર ધામાં—દોઢ.
મલીરે તુને બહુ પદવી મોટી, મિથ્યામાં થઈ રહયો ખોટી;
જીવ તેં નરે જોયું ધીલમાં, ભુલો હરી નામ તે મધમાં—ભજોરે૦ ૧
ભજન દેખી જાઓછો ભાગી, કરોછો ઠંઠોરાબાજી;
ઠગત મન કરો કુડાકામાં, કેતે કેમ ભુલી જાઓ રામા—ભજોરે૦ ૨
જરૂખા મોલના માણ્યો, પરનારી કેડે ફરતો ચાલ્યો;
ભોજન તું જીરે ભાવે જમતો, ભુલોના તન જોઇ જોબનમે—ભ૦ ૩
મુરખ તેં મુવા સુધી તાણ્યો, કે તેમાં તારો શું જાણ્યો;
અંતે જાવું સરવે મેલી, નહીં આવે દોલત દુન્યા ભેરી—ભ૦ ૪
મુરખ કહયું માનીલે મારૂં, કહે સંત સાંભળ તુજ સારૂં;
કહે તુળશીદાશ ઘનશામાં, સાચાનો સંગીછે રામાં—ભજોરે૦ ૫

૨૭

ભજન,

હરિદાસા હરિદાસા, બનજા હરિદાસા હરિદાસા,
સુધા સિંધુકી સમીપ બસકે, મુંહ રહત કયો પ્યાસા;
દીનરાત કર્યો દુઃખ પાવતરે, બસત પરસકે પાસા,
કામધેનુ સુરદ્રુમ ચિંતામનિ, ઇશ્વર અખિલ નિવાસા;
વિનકું છોડ ઓરકું ધાવે, સો તો વૃથા પ્રયાસા—બન૦
મનસા દેહ દુર્લભ છિનું ભંગર, જ્યુંજલ બીચ બતાસા;
અચળ સત્ત એક સેવા હરિકી, સબ કુછ તુરત તમાસા—બન૦
શરણાગત વત્સલ બીઠલેશ, કયું મન રહત ઉદાસા;
દયારામ સતગુરૂ બતાયા, હે મનસુબા ખાસા—બન૦

૨૮

પદ.

તમે નામ નારાયણુનુંરે, લેતાં ડરશોમાં;
તમે ડરતાં હોતોરે, ફરીને કોઇ લેશોમાં—ટેક.
સંસારી કહેછેરે, ભકતડા ભૂંડા છે. ( ૨ )
તમે ભૂંડા ન જાણુજોરે, ભક્તિના મુળ ઉંડા છે—તમે૦
સંસારી કહેછે રે, ભગતડા કાલા છે ( ૨ )
તમે કાલા ન જાણુજોરે, પ્રભુને બહુ વહાલા છે-તમે૦
સંસારી કહેછે રે, ભગતડા ઘેલા છે ( ૨ )
તમે ઘેલા ન જાણુજોરે, પ્રભુને મન પહેલા છે—તમે૦

૨૯

મિંદર દેખી ડરે સુદામાજી, મિંદર દેખી ડરે;
પેલીની પોર ગઢરાજ જુલત હૈં, તુજાનું રંગ પડે—સુદામા૦
બીજેની પોર વિશ્વાકર્મ બીરાજે, રત્ન જણાઉં જણેત-સુદામા૦
ઈંઆરે હતી મારી તુલશીની કુંડી, ચંદન પુષ્પ ઘણે-સુદામા૦
ઈંઆરે હતી મારી દુરબલ ઝુંપડી, સુંદર મોહોલ બને-સુદા૦
ઈંઆરે હતી મારી બાંઢીરે બકરી, ગાયું ને ભેંસો ચડે-સુદામા૦
ઈંઆરે હતી મારી દુરબલ બ્રાહ્મણી, સુંદર રૂપ બને-સુદામા૦
ઘર ઘર જાતી પુછા કરત હૈં, મનમાં તે શોચ કરે—સુદામા૦
ઉભી જરૂખે કહેતાં સુંદરીઆં, પધારો નાથ ઘરેં-સુદામા૦
કહે રવી સુરદાસ તમારે ખલનકું, દીનાનાથ પડે—સુદામા૦

૩૦

# * ધીરા ભકતનો કકો.

છંદ તોટકની ચાલ.

કક્કા કૃષ્ણ તણી ભક્તિ કરીએ, સાચા સ્વામીનો ધ્યાન હૃદય ધરીએ.
ખખા ખાર વિખવાદને તજીએ, ભાવે ભુધરંજીના ગુણ ભજીએ. ૧
ગગા ગુરૂજી કેરી સેવા કરીએ, જ્ઞાન બુદ્ધી આપે તે પુઠે ફરીએ.
ઘઘા ઘેલી બુદ્ધિને નવ રાખીએ, શ્રીરામ રામ જીભે જપીએ. ૨
નના નારાયણ નામ હૃદયે ધરીએ, સત સંગત સાધુ તણી કરીએ.
ચચા ચતુરાઇ ચીતમાંહે રાખીએ, હીંણી બુદ્ધી હૈએથી કાઢી નાંખીએ. ૩
છછા છંદ ભણતાં નવ છપીએ, અહો રાત્રી પ્રભુ પ્રભુતે જપીએ.
જજા જોબનને જાળવી ચાલીએ, નિત્ય રામ તણાં રંગમાં માલીએ. ૪
ઝઝા જીભ ઝઝેરી નકો કરીએ, વડા સુવિરોધ કદીના લડીએ.
ટવા ટેક સ્વામી તે સેવીએ, જેના આધારથી જગમાં જીવીએ. ૫
ઠઠા જુઠ થકી વેગળા ખશીએ, જ્ઞાન ગીતા સુણ વાસામાં ઘસીએ.
ડડા ડહાપણ દીલમાં લીજીએ, પ્રભુનો રશરૂડો પ્રેમે પીજીએ. ૬
ઢઢા ઢીલ હવે તો નવ રાખીએ, ફરી ફરી મનુષ્ય દેહ કયાં ચાખીએ.
ણણા રામ તણાં સંગમાં રહીએ, નીસીદીન રામને રટીએ. ૭
તતા તસ્કર વિદ્યા તજી મુકીએ, ચતુરા ચક્ષુ માંનકો ચુકીએ.
થથા થોડું ઘણું પરમાર્થ આપીએ, અંગમાંથી અભીમાનને કાપીએ. ૮
દદા દેહને દુર્લભ જાણીએ, દીલમાં દયા તે માટે આણીએ.
ધધા ધારણ ધણીકેરી ધરીએ, આશા અંતરમાં કેનીના કરીએ. ૯
પપા પાપ કરતા થકી બીહીજીએ, સાચી વાત સંસારમાં કીજીએ.
ફફા ફેલીની સંગ ફલા કરીએ, તો નિશ્ચયે વણમોતે માર્યા મરીએ. ૧૦
બબા બળવીના જોર ના કરીએ, વીચારી વીચારી ડગલા ભરીએ.
ભભા ભાર પોતાનો રાખી રહીએ, જ્યાં વીતી હોય ત્યાં જાળવી ભરીએ. ૧૧
મમા મદ મોહ મત્સરને મારીએ, રામનું નામ કદી નવ વીસરીએ.
રરા રામ તણાં રંગમાં રહીએ, પરનારી ગુજ કરવા ના જઇએ. ૧૨
લવા લખીત પદારથ લૈએ, તેમાં દોષ દયાડનેશો દૈએ.
વવા વળાવો થઇ લુટીં લીજીએ, તેતો હત્યા જુગોજુગ ના છુટીએ. ૧૩

* "ભજન-મણિ" માં વિશેષ કકાઓ છે.

શશા સત્ય તણાં પગલાં ભરીએ, કુડાઆળ કોઈ શીર ના ધરીએ.
ષષા ખરેખર તાજુએ તોળીએ, પારકી થાપણ નવ ઓળંગીએ. ૧૪
હહા હરી કેરા ગુણ ગ્રહીએ, દાસ ધીરો કહે હરી વર રાખો હઇએ. ૧૫

૩૧

# * કક્કો બીજો પ્રીતમદાશનો.

( રાગ–ધોળ. )

કરિએ કૃષ્ણ ઉપાસના, ધરિયે હૃદયામાં ધ્યાન;
ફરિયે નહિ ગર્ભવાસમાં, ઠરિયે ઠીક નિદાન—કરિયે૦ ૧
ખોટો ખેલ સંસારનો, આતસબાજીનો રંગ;
કરતાં વર્ષ વિત્યા ઘણાં, ક્ષણમાં થાશે તે ભંગ–કરિયે૦ ૨
ગુરૂ ગમ્ય ગાઇએ ગોવિંદને, જીવનું જોખમ જાય;
દયા દાનને દીનતા, તે તરવાનો ઉપાય—કરિયે૦ ૩
ઘટ ઘટ પ્રત્યે સ્યના ઘણી, ભરિયાં રતી ભંડાર;
હીરા મોતી હાટડી, સદ્‌ગુરૂ ખોળણહાર—કરિયે૦ ૪
નિર્મળ નામ નારાયણનું, જુગતે જપશેજે કોય;
અવિચળ પદવી તે પામશે, આવા ગમન ન હોય–કરિયે૦ ૫
ચિતવન કરિયે ચિદરૂપનું, ઈશ્વર બોલેછે આપ;
એને સમર્પે સુખ ઉપજે, ટળશે ત્રિવિધના તાપ–કરિયે૦ ૬
છે છતિ વસ્તુ દેખે નહિં, જીવનું જોને અજ્ઞાન;
માયા પડયો મધે પડયો ભૂલવણીનોએ ભાન–કરિયે૦ ૭
જન્મ મરણ તણી આપદા, નથી કંઇ સંકટ સેલ;
ધંધો કરતાં ઢળી પડયો, જેમ કોઈ ઘણીનો બેલ–કરિયે૦ ૮
ઝાઝે લોભે લાગી રહ્યો, માયાની મધલાળ;
તેમ તેમ તૃષ્ણા વધે ઘણી, કુટાયો કાંઈક કાળ–કરિયે૦ ૯
નૌતમ દેહ દુર્લભ દેવને, પ્રાણી પામ્યો છું તેહ;
હીરો નીછારે નાંખીયો, એમા ન રહે સંદેહ–કરિયે૦ ૧૦
ટેક ધરીએ નિજ નામની, સેવા સમરણ ધ્યાન;
લે હરીરસ પીજીએ, મુકી માન ગુમાન—કરિયે૦ ૧૧

* પ્રીતમદાશનો પેહેલો કકો "**ભજન–ણિ**" માં કકા સંગ્રહમાં છે.

ઠીક ઠરીને રે બેસીએ, રાખીનેરે વિશ્વાસ;
જઠરામાં જેણે જાળવ્યો, પરહર પારકી આશ-કરિયે૦ ૧૨
ડગમગ ઠાલી શાને કરે, તારૂં ધાર્યું નહિં થાય;
ગમતું થાશે ગોવિંદનું, કોઇનું જાણ્યું નહિં જાય-કરિયે૦ ૧૩
ઢાંકયો પાવક ધુમરે, ઢાંકયો વાદળ સુર;
માયાયે ઢાંકયો આત્માં, સમજણ રહીગઈ છે દૂર-કરિયે૦ ૧૪
રણ સંબંધે આવી મળયાં, સુતવિત દારા દેહ;
લેવાં દેવાં જ્યારે મટે, મારગ લાગશે તેહ—કરિયે૦ ૧૫
તોળયું તત્વ ત્રીલોકમાં, નહિ હરિ સમાન નામ;
બીજું સરવે એ બાદલું, અંતે આવે નહિ કામ—કરિયે૦ ૧૬
થિરતા કરિને તું ન્યાળજે, હૃદે કમળમાં રૂપ;
બાહ્યાભ્યંતર ભાળજે, હરિનું અકળ સ્વરૂપ—કરિયે૦ ૧૭
દેહ તણું ફળ એહ છે, ભાવે ભજીએ ભગવાન;
બીજાં સાધન સંસારનાં, નહિં હરી નામ સમાન—કરિયે૦ ૧૮
ધ્યાન ધરજે પરીબ્રહ્મનું, જેમ કોઈ લોભીને ધન;
કામીને જેમ કામિની, એવું કરીએ ચિંતવન—કરિયે૦ ૧૯
નિશ્ચે જાણો રેહેવું નથી, જુઠો જગત વિલાસ;
એથી રહેજે તું અડગો, આઠે પોર ઉદાસ—કરિયે૦ ૨૦
પ્રીત નિરંતર કીજીએ, સદ્ગુરૂ સંતની હાથ;
રખે ઢોળી તું નાંખતો, અમૃત આવ્યું છે હાથ-કરિયે૦ ૨૧
ફોકટ ફંદ સંસારનો, સ્વારથનો તે સનેહ;
અંતે કોઈ કોઇનું નથી, તુંતો તેનો રે તેહ-કરિયે૦ ૨૨
બાવન ઉપનીષદ વેદનાં, તેનું તત્વ વિચાર;
તતપદ ત્વંપદ ત્યાગીને, અસિપદમા ચિત્રધાર-કરિયે૦ ૨૩
ભારે ભેદ ગુરૂદેવનો, કોન પામશે પાર;
શિવ વિરંચીને સારદા, સેવે પદરજ સાર-કરિયે૦ ૨૪
માયા મુળવની વરખડી, મોરી ત્રિભુવન માંય;
નિત્ય નૌતમ ફુલે ફળે, તાતી શીતમ છાય-કરિયે૦ ૨૫
જીવ અનેક નીપજાવતી, સેવે સુરનર વૃંદ;
અણુની આધે અજાઈશ, સૌને સરખો આનંદ-કરિયે૦ ૨૬

રહીએ ઇશ્વરને આસરે, ધારણ્ણ ધારીને ધીર;
સુખ દુખ એણી પેરે આવશે, જેમ કાંઈ નાળીએરમાં નીર–કરિયે૦ ૨૭
લીલા કોઇએ લેતું નથી, એની ભુલવણી સોય;
નટ જેમ નજરબંધ કરે, કળી શકે નહીં કોય–કરિયે૦ ૨૮
વિશ્વ રહ્યું સઉ મોહીને, જુઠી બાજીને જોઈ;
તેનો કરતા કોરે રહ્યો, જાણે તે જન કોય–કરિયે૦ ૨૯
શશા શોધ સ્વરૂપને, તેને સમજે સુખ થાય;
નિદ્રામાંહી દુઃખ ભોગવે, તોતો જાગેથી જાય–કરિયે૦ ૩૦
બોળે ખોટું સરવે પડે, નજરે નામને રૂપ;
બાંધી રૂંધી ઉભું કર્યું, જેવું કાષ્ટ સ્વરૂપ—કરિયે૦ ૩૧
સંસપ તેને શાનો રહ્યો, જેને બ્રહ્મ વિચાર;
અગ્નિને ઉંધઇ ચડે નહિ, રવીને નહિ અંધકાર–કરિયે૦ ૩૨
હરિનો મહિમા અપાર છે, નિગમ નિરંતર ગાય;
અજ ઉમયાપતિ અહિપતિ, નિસિદીન ધ્યાનમાં ધ્યાય–કરિયે૦ ૩૩
પ્રેમ પયોધ યે ઝીલીએ, સદ્દગુરૂ સંતોનો સંગ;
પ્રીતમ તમને તે થકી, પ્રગટે પુરણ રંગ—કરિયે૦ ૩૪

૩૨

# કેશવ કકો.

ચોપાઈ.

કકા કમઠરૂપ અવિનાશી, પીઠધરી, ધરની અતીપાસી;
ચૌદા રતન મથનસેં લાએ, ઐસે કચ્છપ રૂપ શોભાએ. ૧
ખખા ખગવાહન પ્રભુ પ્યારે, ગજ ગુનિકા પાપી ઉદ્ધારે;
અજામીલકું તારનહારા, દ્રુપદ સુતા દુખ હારનહાર. ૨
ગગા ગુરૂ ગોવિંદ કહાવે, ગુનીજન જીશકા જશહી ગાવે;
ગરૂડધ્વજ ગોવરધન ધારી, ઉર અંતરસેં રહો અમારી. ૩
ઘઘા ઘનશ્યામ ગંભીરા, હરત સકળજન અંતર પીરા;
મોહી કૃપા કરી તારહી લીજે, સેવક જાની અભયપદ દીજે. ૪
નના નરહરિ પ્રગટ સ્તભયેઉં, દુઃખ દરિદ્ર પ્રલ્હાદકો ગએઉં;
મારા હીરણ્ણ કસુબી દુઃખદાઇ, બંદીજન બોલે વરદાઈ. ૫

ચચા ચતુર્ભુજ ચિત ધરી લીજે, ઐહીક કાર્ય સફળહી કીજે:
દુસ્તર દેખો યહ સંસારા, હરી કૃપાતે ઉતરો પાર. ૬
છછા છબીલો કૃષ્ણ મુરારી, ખેલે ગોપીસંગ બિહારી;
બંકાસુર પુતનાકું મારી, સાહ્ય કરેગા યે કંસારી. ૭
જજા જગજીવન પ્રભુ સાચે, દેખ નહીં નીજજન બહુ રાચે;
અધમ ઉદ્ધારન પાપી તારે, ભજમન ભગવંત વારંવારે. ૮
ઝઝા ઝગમગ જ્યોતી સ્વરૂપા, તેજોમય સુપ્રકાશ અનુપા;
સત્ચીત આનંદઘન પ્રભુ દેખો, કિલ્વિશરૂપ કબહુ નહી પેખો. ૯
નના નામ નિરંજન ભજરે, અજર અમરકી સેવા સજરે:
કૃપા હોય જબ ઉનકી ભારી, માહા પાતકને લીએ ઉગારી. ૧૦
ટવા ટેક પ્રભુકી નીત ધરનાં, કર્મ કુશળ હરિ રત રહી કરના;
ધરો ધ્યાન ધરણીધર પ્યારે, દુસ્તર જગ સિંધુસેં તારે. ૧૧
ઠઠા ઠાકુર કુંજ બિહારી, પરમ પુનીત ગોવરધન ધારી;
ગરૂડ ગામિ પ્રભુ અંતરજામી, શ્રી કમળાપતિ હે બહુનામી. ૧૨
ડડા ડાકોરનાથ મનાયે, ભક્તિભાવ બોડાણા લાયે;
છોડ દ્વારકા શ્રીહરિ આયે, ગંગાબાઈકે મન ભાયે. ૧૩
ઢઢા ઢોંગ છોડ ભજ લીજે, મન વાંછીત કારજ સબ કીજે;
શ્રીભગવતકી લીલા ગાવે, પરમ શ્રેષ્ટ પદ તાતેં પાવેં. ૧૪
રેણા અનુમાત્ર નહિ ખાલી, વ્યાપક સબમે કૃષ્ણ મોરારી;
મોર મુકુટ પિતાંબર ધારી, સદા બસો ઉરમીશે હમારી. ૧૫
તતા ત્રિભુવનનાથ સુહાવો, સબ ભક્તનહીકે મન ભાવો;
બેદ પુરાન મહિમા ગાવે, સુરનર મુનીજન ઉનકું ધ્યાવે. ૧૬
થથા સ્થાવર જંગમ પુરે, સ્થિર હોરહે કછુ ન અધુરે;
થકીત હોયુ સુરનર જશ ગાવે, થાવર જંગમ આપ સુહાવે. ૧૭
દદા દીન દયાલહી જાના, ભકતનકે પ્રતિપાલ પિછાના:
દીનબંધુ દુઃખ દારિદ્ર હરના, દયાસિંધુ જગપાવન કરના. ૧૮
ધધા ધરણીધર પ્રભુ ધારો, ધર્મ ધુરંધર જન રખવાળો:
દેત ધરાધન ધામ ધની હો, ધરાધરંત નિજપર પ્રભુ પ્યારો. ૧૯
નના નવલ કીશોર બખાનું, બ્રજ બીનતાકી ભકિત જાનું:
મથુરાં તજ જબ ગોકુલ ગયેઉ, ભકિતયોગ ગોપી સબ લીયેઉ. ૨૦

પપા પરમ પુરૂષ અવિનાશી, પ્રગટ દેખાઈ માયા ખાશી;
મુખમેં સબ બ્રહ્માંડ દેખાયો, માત યશોદાકે મન ભાયો. ૨૧
ફફા ફણિધર કાલીજુ મારા, બ્રજ ભૂમિકા ભયા રખવાળા;
ઇંદ્રિ કોપ બ્રજપર જબ કીનો, ગોવર્ધન સિરપર ધરલીનો. ૨૨
બબા બ્રહ્મ સનાતન માનો, માયા રહિત શુદ્ધ પહિચાનો;
જગ સચરાચર લીનહી નામે, સંશય લેશ ન જાનો યામે. ૨૩
ભભા ભજ ભગવાન નિશિદિન તું, ફોકટ જાનેદે નહિ છિનતું;
ભવસિંધુને પાર ઉતારે, શ્રીહરિકો સ્મર વારહી વારે. ૨૪
મમા મંગળ નામ પ્રભુકો, કાટત દુઃખ અમંગળ જીકો;
મન વાંચ્છિત ફળ દેત સદાઈ, ભવ દુઃખમે રહે સદા સહાઇ. ૨૫
યયા યજ્ઞપતિ નિત્ય ભજીએ, બિન સંશય શુભભકિત સજીએ;
યમકો દ્વાર નિવારે સ્વામી, શ્રીહરિ સબકો અંતર જામી. ૨૬
રરા રામ રમે સબ ઘટમેં, ભૂચર ખેચર અંતર પટમેં;
રમાનાથ રઘુનંદન નમતું, ટાર મલિન અંતરકો તમતું. ૨૭
લલા લક્ષ કામ તજદીજે, પ્રભુ ચર્ણ સેવા નિત્ય કીજે;
જાતેં ટરહીં ભવભય ભાઇ, ભવ ટારન હરિ હેં વરદાઈ. ૨૮
વવા વાસુદેવ કર પ્રીતિ, જન મંડળમેં ગ્રહી સુનીતિ;
સગુણ બ્રહ્મ ભજ નિશદિન પ્યારે, નિર્ગુણ તેં નહિ હોતે ન્યારે. ૨૯
શશા શેષશાઇ ભગવંતા, જગપાલક હેં જગત નિયંતા;
નારાયણકા સમરન કરનાં, અગમ અગોચર ચિતમેં ધરનાં. ૩૦
ષષા ષડ્દર્શનમેં દેખો, હરિ સદા સુખસાગર પેખો;
ષટરિપુકી સોબત તજ દીજે, હરી ભજન દીન રજની કીજે. ૩૧
સસા સનકાદીક જસ ગાવે, બેદ પુરાન પાર નહિ પાવે;
નેતિ નેતિ કહી હરીકું ધ્યાવે, પુર્ણ કામ તબહી નીજ પાવે. ૩૨
હહા હરી અછરદો દીજે, બંધનકા ભય દુરહીં કીજે,
મુકિત નર્મદા હરીસેં હોઈ, સત્ય બચન સશંય નહી કોઇ. ૩૩

૩૩

# શ્રી શંકરનો કક્કો.

રઘુપતિ રામ હૃદયમાં રેહેજોરે—એ રાહ.

કકા કાશીપતિ ત્રિપુરારીરે, ખખા ખેચર શ્રી સ્મરહારિરે;
ગગા ગંગ જટા શિરધારી, ભજો શિવ પ્રેમથી નર નારીરે. ૧
ઘઘા ઘોર ઉમાપતિ કહીએરે, નના નાગેશ્વર ચિત્ત લઇએરે;
ચચા ચર્મિણ શરણે જઇએ, ભજો શિવ પ્રેમથી નર નારીરે. ૨
છછા છદ્દાય શિવ વરદાઇરે, જજા જગતકાળ સ્થાનાઇરે;
ઝઝા ઝગમગ જ્યોતિ સ્વરૂપે, ભજો શિવ પ્રેમથી નર નારીરે. ૩
નના નામ નિરંજન શંભુરે, ટવા ટંકપતિ જગવિભુરે;
ઠઠા ઠાકુરેશ કહે સિંધુ, ભજો શિવ પ્રેમથી નર નારીરે. ૪
ડડા ડમરૂકધર ભજ મનથીરે, ઢઢા ઢળી નમજે તુજ તનથીરે;
રેણા મુકતેશ્વર છોડે રણથી, ભજો શિવ પ્રેમથી નર નારીરે. ૫
તતા જાણ ત્રિલોચન જોગીરે, થથા થિરભંગીનો ભોગીરે;
દદા દીન દયાળ નિરોગી, ભજો શિવ પ્રેમથી નર નારીરે. ૬
ધધા ધૃતિમતિને નમ નિત્યેરે, નના નંદીવાહન પ્રિતેરે;
પપા ગા પરમાત્મન ગીતે, ભજો શિવ પ્રેમથી નર નારીરે. ૭
ફફા ફણિધરપતિ આરાધિરે, બબા બ્રહ્મ તણો મંત્ર સાધીરે;
ભભા ભવથી પૂર્ણ પ્રીતી બાંધી, ભજો શિવ પ્રેમથી નર નારીરે. ૮
મમા માનધાત્રેશ્વર મોટારે, યયા યજ્ઞપતિ નહિ છોટારે;
રરા રત્નવિદે નહી ખોટા, ભજો શિવ પ્રેમથી નર નારીરે. ૯
લલા લંબિતોષ્ટ શિવ નામેરે, વવા વરપ્રદ પુરણ કામેરે;
શશા શાંતિ કહાય સુધામે, ભજો શિવ પ્રેમથી નર નારીરે. ૧૦
ષષા ષડ્દર્શન ગંગધારીરે, સસા સિદ્ધેશ્વર સ્મરહારીરે;
હહા હરિકેશાય ત્રિપુરારી, ભજો શિવ પ્રેમથી નર નારીરે. ૧૧
કક્કો શંકરનો ગાઓ પ્રેમેરે, નર્મદ, શંકર એક નેમેરે;
ભવભવ દુઃખ હરિ રાખે ક્ષેમે, ભજો શિવ પ્રેમથી નર નારીરે. ૧૨

૩૪

પદ—રાશનો રાગ.

ઓધા ભક્તિ છે નવધા પ્રકારનીરે,
શ્રેષ્ટ કરણીએ નર અવતારનીરે—ઓધા૦—ટેક.
જાણો ભક્તિ તારણ સંસારનીરે,
નહી કલનાએ ભક્તિ થકી કાળનીરે—ઓધા૦
જાણો ભકિતએ ખાણુ છે વિશ્રામનીરે;
ધરો આશા ઉર ભકિત શણગારનીરે—ઓધા૦
જાણો ભકિત સિધાંત વેદ ચારનીરે;
જેષ્ટરામ એછે વાટડી ઓધારનીરે—ઓધા૦

૩૫

રાગ—એજ.

ઓધા ભકિત એ શ્રેષ્ટ શ્રૃંગારછેરે,
જેણે સજ્યો ધન તેનો અવતારછેરે—ટેક.
શ્રવણ ભકિત તે રાયપરીક્ષતે કરીરે,
દીવશ સાતમાં તે મોક્ષે ગયાં સંચરીરે—ઓધા૦
કીર્તન ભકિત તે શુકજીએ આચરીરે,
બહુ કીર્તી પુરાણે માહો વિસતરીરે—ઓધા૦
ભકિત સ્મરણ પ્રલાદજીએ આદરીરે,
પ્રભુ પ્રગટયાં છે સ્થંભ ફોડી કરીરે—ઓધા૦
માત લક્ષ્મી પદ સેવન ભકિત કરીરે,
તેથી અરધંગના ઈશની ઠરીરે—ઓધા૦
દાશ ભકિત હનુમાન એ આદરીરે,
સખા ભકિત ભાવે અરજુને કરીરે—ઓધા૦
ભકિત પુજન તે રાય પૃથુએ કરીરે,
ભકિત વંદન અક્રુરજીએ આચરીરે—ઓધા૦
બળીરાજાએ અરપણ સર્વે કર્યુ રે,
તેથી ભવભય તેનું હરીએ હરીયુ રે—ઓધા૦
જ્ઞાન ભકિત ગરીયાન છે નવધા થકીરે,
જેષ્ટારામે જાણ્યું ગુરૂ વચને નકીરે—ઓધા૦

૩૬

રાગ—એજ.

સખી પ્રગટયાં શ્રીરામ મને ભાવતાંરે,
જાણ્યું દુઃખડાનાં ડુંગળે ઉડાવતાંરે—ટેક.
ગામ અજોધ્યા અનંત આનંદમાંરે,
જેમ શોભતી નીશા પુનેમ મંદમાંરે—સખી૦
માસ ચૈતર નવમી અજવાળીએરે,
રામ જનમ્યાં કૌશલ્યા માળીએરે—સખી૦
રાય દશરથે અનેક દાન આપ્યાંરે,
વિપ્ર ભાટ રંકનાં દુઃખ કાપીયાંરે—સખી૦
માત કૈકેય કુખેથી ભરત અવતર્યારે,
જાણે ભકિતથી વશ હરીને કર્યારે—સખી૦
શત્રુઘ્ન લછમન સુમિત્રા થકીરે,
આરે સુર્ય શશીતારા ને અગ્નિન કીરે—સખી૦
ઢાલ નોબત નિશાન નાદ ગડગડેરે,
જેષ્ટારામ રામ મહીમાંકો કળેરે—સખી૦

૩૭

રાગ—એજ.

સખી પ્રગટયાં શ્રીકૃષ્ણ મને ભાવતાંરે,
જાણું વર્ષા આનંદની વર્ષાવતાંરે—સખી૦
ગામ ગોકલનાં લોક હર્ષે ભર્યાંરે,
રાય નંદજીએ દાનપુણ્ય બહુ કર્યાંરે—સખી૦
રોહેણી નખત્ર અંધારી રૂડી અષ્ટમાંરે,
સર્વસ્થાને વધાઈ શ્રીકૃષ્ણ જન્મનીરે—સખી૦
ગામ ગોકલનાં લોક આનંદથીરે,
ઘરે પ્રેમ કરે વાત હાસ્યમંદથીરે—સખી૦
બાળલીલા શ્રીકૃષ્ણજીએ આચરીરે,
બોલ બોલે કીલોલ શબ્દ કરીરે—સખી૦
મોહી ગોપીકા ન્યારી છબી શ્યામનીરે,
આશ પુર ઉર નાથ જેષ્ટારામનીરે—સખી૦

૩૮

રાગ—એજ.

સખી રથમાં બેસીને કાન જાયછેરે,
તેથી અંતર ઉચાટ મન થાયછેરે—ટેક.
જાણુ રમસું બહુકાલ કાન સાથમાંરે,
હવે કાન કપટી ન આવે હાથમાંરે—સખી૦
બેની અક્રુર ક્રુર કયાંથી આવ્યોરે,
કહો સૈયર કોણે તે બોલાવ્યોરે—સખી૦
કાન વાળવા ઉપાય મે બહુ કર્યારે,
તોએ કૃષ્ણજી વાટથી ન પાછાં વર્યારે—સખી૦
મારા મનડાની હામ પુરણ નાથઈરે,
હતી મનની તે હામ મનમાં રહીરે—સખી૦
દુષ્ટ કંશડાની બીક મુજને ઘણીરે,
રખે કરતો તે ઘાત કૃષ્ણ તણીરે—સખી૦
મારા ઉરમાં ચોટી છબી શ્યામનીરે,
આશ પુર ઉર નાથ જેષ્ટારામનીરે—સખી૦

૩૯

રાગ—એજ.

વાલા બોરા વીણ્યાંછે રૂડી રીતથીરે,
નીત્ય યાદગીરી કરૂં પુર્ણ પ્રીતથીરે—ટેક.
વાલા પાકેળ મધુર વીણી રાખ્યારે,
મેં તમ શારૂ જીભ થકી ચાખ્યારે—વાલા૦
વાલા ઝુંપડી પવિત્ર પધારી કરોરે,
બોર આરોગી દુઃખ દાશીનાં હરોરે—વાલા૦
પ્રીત જોઇને રામજી પધાર્યા રે,
બોર ચાખી શીવરીનાં કારજ કર્યાં રે—વાલા૦
પ્રેમ આધીન છે ટેવ સુંદર શ્યામનીરે,
આશ પુર ઉર નાથ જેષ્ટારામનીરે—વાલા૦

૪૦

રાગ—અનજારો.

પિતા માત કુટંબ ધન નારી, નવલે ભવસાગર તારી—ટેક.
સૌ સ્વારથનાં છે સંગી, જોઇ શ્યાને થયો છે ઉમંગી,
સતસંગથી જો વિચારી–પિતા૦ ૧
તજ્યો તાત પ્રલાદે જ્યારે, થયા નૃસિંહ ઈશ્વર ત્યારે,
હણ્યો દુષ્ટ નખેથી વિદારી–પિતા૦ ૨
ધ્રુવે માત તજી હરી કાજે, દીધાં દર્શન સુખમાં સજે,
દીયો પદ અચલ સુખકારી–પિતા૦ ૩
તજ્યો કુટંબ રાવણુ ભ્રાતે, દીયો અચલ સુખ જગતાતે,
ભવ જનમ મરણુ ભય ટારી–પિતા૦ ૪
ધન નાર તજ્યા ભરથરીએ, કર્યો અમર તેહને હરીએ,
દીઓ જ્ઞાન ગુરૂ તનધારી—પિતા૦ ૫
જેષ્ટારામ તજો જગપ્રીતી, જશે આયુષ્ય ફોકટ વીતી,
તેથી કર હરી ગુરૂ સંગચારી–પિતા૦ ૬

૪૧

રાગ—એજ.

પરીબ્રહ્મ પરમ સુખદાઈ, કર ખોજ હૃદય ચીતચાઈ—ટેક.
દેહ કારણુ સુક્ષ્મ સ્થુલે, રહ્યા મોહી સ્વરૂપ નીજ ભુલે,
તેથી દેહ અનેક ધરાઇ–પરી૦ ૧
મન ચિત્ત બુદ્ધિ અહંકારે, સહુ તુજ સ્વરૂપ ધારે,
રહેયાં સર્વ વેવાર ચલાઇ–પરી૦ ૨
વરી પાંચ કોંશથી ન્યારો, સહુ તુજ સ્વરૂપ સારો,
અજ અખંડ અમર વરદાઈ—પરી૦ ૩
તુજ જાગ્રત સ્વપ્ન સુષુપ્તી, ત્રણુ સ્થાનક રહેવા યુકતી,
તેથી ભીન રહ્યા તું છપાઈ—પરી૦ ૪
દીસે ચૈત્યનની બલીહારી, જેથી જડની સોભા સારી,
સહુ ચૈત્યનની ચતુરાઇ—પરી૦ ૫
જેષ્ટારામ ચરાચર વાસી, જેના દર્શનની બહુ પ્યાસી,
ગુરૂદેવ દીજે બતલાઇ–પરી૦ ૬

૪૨

પદ. ( રામ લક્ષ્મણ વન સીધાવતાં-એ રાગ. )

નીરાકારે આકારજ ઉપજ્યો એ સૌ માયાનટીનો છે ખેલ નવીન અનેલ,
નીરંજન એકથી. ૧
થયો આભ પુરૂષ પ્રકૃતિથી, થયો આભથી પવન પ્રચાર બહુ સુખકાર—ની૦ ૨
થયો પવનથી ઉપણુ પ્રકાશીને વલી તેજ થકી જલસાર ન સંશય લગાર-ની. ૩
થઇ પાણી થકી ધરણી હેવી, તેથી ભૌતિક પિંડબ્રહ્માંડ વલી નવખંડ—ની૦ ૪
પંચભુતના સાત્વીક ભાગથી થયા મનબુદ્ધિ ચીત અહંકાર તેમાંછે વિકાર-ની. ૫
પંચભુતનાં રાજસી ભાગથી પંચજ્ઞાન ઇંદ્રીય સંગાથ છે ચૈત્યનનાથ—ની૦ ૬
પંચભુતનાં તમોગુણ ભાગથી કર્મઇંદ્રીય કર્મનાં સાંચ વિષય વલી પાંચ-ની. ૭
મનકર્મ સંકલપ વિકલપછે બુદ્ધિકર્મ નીશ્ચય નીરધાર ચિંતન ચીતધાર-ની. ૮
કર્મ અહંકારનો અભીમાનછે, એમ તત્વ લેવા જાણી સર્વ નહીં કીજેગર્વ-ની.૯
જેષ્ટારામ જગત હરીરૂપછે માટે છોડી સહુ ચતુરાઇ ભજો રઘુરાઇ—ની૦ ૧૦

૪૩

રાગ—એજ.

વિપ્ર વામન વેશધરી વાલે રાખ્યો કાયમ ઇંદ્રનો રાજ રહી સુરલાજ,
સંતો હરીને વહાલા.
ધર્યો નરસિંહરૂપ કૃપાસિંધુ માર્યો દુષ્ટ નખેથી વધારી પ્રલાદ ઉગારી—સંતો૦
હરીરામ સ્વરૂપ ધર્યો પ્રીતે, સુર સંત મહંતનાં કષ્ટ કીધા સૌ નષ્ટ—સંતો૦
કૃષ્ણરૂપે ક્રીડા કરીને માર્યો, બહુઅધમ કંશાદીક ભુત દાટયો દુઃખ કુપ—સં૦
મચ્છ કચ્છ વરાહ બની વહાલે, કીધાંકામ દેવોનાં અપાર ઉતાર્યો ભુભાર—સં૦
શીવ બ્રહ્મા વિષ્ણુરૂપે એકછે, ભીન ક્રીયાથી નામછે, ભીન વલી પરીછીન-સં૦
શીવરૂપે સંહારે પ્રીતમ પ્યારો, અજરૂપે ઉપાવે જંજાલ વીષ્ણુ પ્રતીપાલ—સં૦
જેમ કંચન ઘાટ અનેકથી, ભીન નામ સ્વરૂપ ગણાય, ન ભેદજ રાખ—સં૦
તેમજ એક અનોપમ બ્રહ્મનાં, સહુ નામને રૂપ વિચાર ન ભીન લગાર—સં૦
જેષ્ટારામ શ્રીકૃષ્ણ ગીતાજીમાં કહ્યો પાર્થ પ્રત્યે બ્રહ્મબોધ કરો તેની શોધ-સં૦

૪૪

પદ. ( ધનાશ્રીની ઢબ. )

ગોગુનમે ગુલતાન મનવા, ગોગુનમેં ગુલતાન—ટેક.
યૌવનમદ દીનચારકો જાનો, વામે કસ્ત કયું ગુમાન—ગોગુન૦

બાલપનોકર ખેલ ગમાવ્યો, યૌવનમે મદકામ-ગોગુન૦
ગોગુનમેં નીજધામ વિસાર્યો, પાયો ના સુખ વિશ્રામ-ગોગુન૦
સંતબિના કચ્છુ જ્ઞાન ન પાવત, ચાહત નહી નીજધામ-ગોગુન૦
નીજઘર બીન સબ શ્વાન સમાના, ભટકત હોત હેરાન-ગોગુન૦
અબ હું ચેત મુરખ મન મેરા, સંત બતાવત શાન-ગોગુન૦
જ્ઞાનાનંદ ગુરૂ મમ પ્યારે, સાર અસાર વિચાર જેષ્ટારામ-ગોગુન૦

૪૫

રાગ—એજ.

ગોગુનમેં ગુલતાન, ભયો મન ગોગુનમેં ગુલતાન,
સાર અસાર વિચાર ન સુજત, માને ન શાસ્ત્રકો શાન-ભયો૦
ઉંચે કરકર સંત પુકારત, ફુટગયો તુજ કાન—ભયો૦
ચેત મુરખ મન દાવ ભયો હયે, ગ્રહે સદા ગુરૂ જ્ઞાન—ભયો૦
લક્ષ ચોરાશી ભટકત ભટકત, પાયો નહીં વિશ્રામ—ભયો૦
દાવ અમુલ વૃથા ન ગુમાવો, શોધ સુખ સ્વરૂપ સુખધામ-ભયો૦
વિષય વૃક્ષ સંસાર સમજલે, પામે ન સુખકો નામ—ભયો૦
જ્ઞાનાનંદ ગુરૂકે સેવક, વંદત જેષ્ટારામ—ભયો૦

૪૬

રાગ—એજ.

કર નીશીદીન સતસંગ મનુજ્જ, કર નીશદીન સતસંગ-ટેક.
સ્વપ્ન જગત સુખ જાણુરે મુરખ, તામે ધરો ન ઉમંગરે-કર૦
જલતરંગવત ભીન પ્રભુસેં, સોધરકે ઉછરંગ—કર૦
સમજ તજ પ્રીત જગતકી, કાલ કરેગો ભંગ-કર૦
બાદલીયા સુખ દુઃખકી આવત, જેસે સમુદ્ર તરંગ—કર૦
જેષ્ટારામ કરો સતસંગત, હોવત હરીસે પ્રસંગ—કર૦

૪૭

રાગ-એજ..

સંત બીન સમશાન જાણો સબી, સંત બીન સમશાન,
જીન નગરમેં સંત ન હોવે, તાહી ન કીજે સ્થાન—સંત૦
ભીક્ષાટનકર ઉદર ભરનાં, તાંહીકો પાપ ન જાન—સંત૦
સંતબીનાકે ગામ વસે સોહીં, પાપી પુર્ણ પહેચાન-સંત૦

સોહી સુનાયો ગુરૂ વસિષ્ટ રામકો, યોગવાસિષ્ટ પ્રમાન–સંત૦
કહેત જેષ્ટારામ સુનો નર, સંત સંગત સુખ ખાન–સંત૦

૪૮

રાગ–એજ.

દોદીન રહેનાં જાન, જગતમેં દોદીન રહેનાં જાન,
સગે સહોદર નંહાંલગતેરે, જાંલગ ઘટમે પ્રાણ—દોદીન૦
બાલપનેમેં ખેલ ગુમાયો, યૌવનમેં ધનકામ—દોદીન૦
વૃદ્ધપનેમેં જોર જરાકો, ભુલગયો નીજભાન—દોદીન૦
પ્રાણગયે કચ્છુ કામ ન આવે, પાવે ચોરાશીખાન—દોદીન૦
વંદત જેષ્ટારામ ભજો હરી, દોદીનકે મીજમાન–દોદીન૦

૪૯

ગરબી.

રૂડે રૂડું રટન સીતારામનુંરે, રાધે શ્યામનુંરે–ટેક.
રામ કૃષ્ણ રટવું જન પ્રેમે, પાપ પંથ તજવું જન નેમે,
જેને ઉતમ માન્યું તે નહી કામનુંરે–રૂડે૦ ૧
પરમાર્થમાં પ્રીત ધરીજે, વ્યવહારે મન વારી લીજે,
પીજે તે અમૃત ગુરૂ જ્ઞાનનુંરે–રૂડે૦ ૨
સીતાંવરનું સમરણ કરતાં, ધર્મ પંથમાં પગલો ભરતાં,
ડરતાં હોય તે સેવન કરશે દામનુંરે–રૂડે૦ ૩
પ્રભુ ભજનમાં બીક ન ધરવી, સંગત શ્રેષ્ટ સંતની કરવી;
ધરવી ધીરજ કહેવું જેષ્ટારામનુંરે—રૂડે૦ ૪

૫૦

રાગ–એજ.

મોહ્યો મોહ્યો મુરખ ઈંદ્રિ જાળમાંરે, ઈંદ્રિ જાળમાંરે ત્રીયા તાળમાંરે,
હાવભાવ નારી જોબનમાં, લીન થયોછો તનમન ધનમાં;
બનમાં સૌથી મોટો જગવ્યવાહરમાં–મોહ્યો૦ ૧
બાજીગરની બાજી માનો, સંગ સાધનો કરી પીછાણો,
જાણો જેવી લહેરો જલ અપારમાં–મોહ્યો૦ ૨
લીલા બાળવત્ ઈશ્વરની, રચનાં ભીંત તણી ચીતરની,
ધરણી તે નવરણશે, વાક ઉચારમાંરે–મોહ્યો૦ ૩

કરો ભલે વેવાર વિચારી, કામ ક્રોધ ઈર્ષાને ટારી,
ધારી તેને સાચું આયુષ્ય ગાળમાંરે—મોહ્યો૦ ૪
જેષ્ટારામ ચરાચર વાસી, હરી જાણવા રાખ્યો પ્યાસી,
ફાંસી જમની પાપકરી તું ભાળમાંરે—મોહ્યો૦ ૫

૫૧

રાગ—એજ.

પામ્યો પામ્યો ઉત્તમ અવતારનેરે, પામ્યો પામ્યો ઉત્તમ અવતારને,
લક્ષ ચ્યાશીસહસ્ર નવાણું, નવસેને વલી જન્મ નવાણું;
પામીને આવ્યો આટાણું, સંભારનેરે—પામ્યો૦ ૧
ફરીગઢ આખો તું આવ્યો, માંડમાંડ દરવાજો ફાવ્યો,
સંત તે સમજાવ્યો દિલધારનેરે—પામ્યો૦ ૨
નદી તરીને ડુબે સીધતીરે, કેમ થયો તું મુઢમતીરે,
બહાર આવતું ધીરે, પામીશ પારનેરે—પામ્યો૦ ૩
રેન અંધારી માનવ ચુકયો, કષ્ટ વેઠતાં પંથ ન મુકયો,
સુર્ય ઉગતાં ચુકયો મારગ સારનેરે—પામ્યો૦ ૪
જેષ્ટારામ આપને જાણો, કયાંથી આવ્યો કયાં પલટાંણો,
સંતવચન ઉર આણો, છોડ મોહની જાળનેરે—પામ્યો૦ ૫

૫૨

રાગ—એજ.

જીતીબાજી મુરખ હાથે હારમાંરે, જીતીબાજી મુરખ હાથે હારમાંરે,
કાક તાડીવત નરદેહ આવ્યો, પુણ્યપ્રતાબે પુરણ ફાવ્યો;
વ્રથા તે ગુમાવ્યો વેવારમાંરે—જીતી૦ ૧
દેવ સરીખા ઈચ્છે જેને, પામ્યો પુણ્યપ્રતાપે તેને,
બેઠો વાપરવા એને પશુ હારમાંરે—જીતી૦ ૨
નર અવતારે લાવજ લીજે, પ્રેમ થકી હરીનો રશ પીજે,
શાસ્ત્રવાકે વહાલ ધરીજે પ્યારમાંરે—જીતી૦ ૩
પલપલમાં આયુષ્ય જાયછે, ઘટમાં બેસી કાલ ખાયછે,
ન્યુન થાયછે અવધી નર અવતારમાંરે—જીતી૦ ૪
આજકાલ કરતાં કરતામાં, વેવારે ફરતા ફરતામાં,
પ્રરનંદા ઉચારતાં દુઃખજ જાળમાંરે—જીતી૦ ૫

જેષ્ટારામ કરો શુભ કરણી, ભવજળ તરવાની નીશરણી,
સતશાસ્ત્ર ઉચરણી એ વીચારમાંરે—જીતી૦ ૬

૫૩

રાગ—હરીદાસા હરીદાસા.

સ્વાસેહી સ્વાસે સ્વાસા, હરી હરી ભજ મન સ્વાસે સ્વાસા,
હરી અવિનાશી ભજલે નિરંતર, મિથ્યા જગતમો એ ભાસા–હરી-ટેક
દોઅત દુનિયા માલ ખજાના, માયા જાળકા ફાંસા–હરી૦ ૧
માત પિતા સુત બેન ભાણેજા, સાથે નહિ આવે તેરે માસા–હરી૦ ૨
અંતસમે જો કામ ન આવે, ઉનકી ના રખો આશા—હરી૦ ૩
જાઘર રામકથા નહિ કીરતન, વા બશિએ નહિ બાસા—હરી૦ ૪
મનુષ્યા દેહ દેવતાકું દુર્લભ, મિલા જનમ તોયે ખાસા–હરી૦ ૫
મનુષ્યા દેહ ધરી હરી ન ભજેતો, શિરપર જમકો ત્રાસા–હરી૦ ૬
સ્વાતીકા જળ નામ નારાયણ, પીલે પપૈયા પ્યાસા–હરી૦ ૭
મારેહી મુખતા હરીકુ તું ભજલે, કહે નારાયણ સીંગદાસા–હરી૦ ૮

૫૪

રઘુપતિ રામ રૂદેમાં રહેજો–એ રાગ.

શ્રી નરહર નામ જપો એક સારરે, જેના નામેથી ઉતરે પાર,
શ્રી નરહર નામ જપો એક સારરે—ટેક.
ગર્ભવાસમાં કર્યો કરારરે, સ્વાસે સ્વાસે ભજવું મોરારરે;
તેમાં તમે નાપાળયું લગાર, શ્રી નરહર૦ ૧
મન રામ નામને તું જાણરે, કરો દયા ધરમ કાંઇ દાનરે;
રાખો રૂદય કમળમાં ધ્યાન, શ્રી નરહર૦ ૨
પશુકીટી કર્યો તને નરરે, સ્વાસે સ્વાસે ભજો હરી હરરે;
નીકર અવતરશો પાછા ખર, શ્રી નરહર૦ ૩
જમ થઇને તે આવશે દાણીરે, ગર્ભવાસમાં જે નીજમાનીરે;
ત્યારે નહી રહે આ મુખનું પાણી, શ્રી નરહર૦ ૪
નામે ગણકાને ગતિ આપીરે, નામે તાર્યા હરીએ ઘણા પાપીરે;
નામે ધરૂને લીધા થાપી, શ્રી નરહર૦ ૫
મહિમા નામ તણો છે ભારીરે, ભજે રૂષિમુનિને બ્રહ્મચારીરે;
નામે સૌકોને લીધા તારી, શ્રી નરહર૦ ૬

મનુષાદેહી ના આવે ફરીરે, ભજ ગુરૂપ્રતાપે શ્રીહરીરે;
દાસ નારણસિંહ કહે ખરી, શ્રી નરહર૦ ૭

૫૫

પદ—રાગ–એજ.

દયાનીધી દેવ ચરાચર વાસીરે, મમ હૃદય દીજે પ્રકાશી—ટેક.
વાહાલા વાટ સનાતન ધરનીરે, ગુરૂદેવ સુણાવત વરણીરે;
તેમાં લાગી ન પ્રીત પામરનીરે, દયા૦ ૧
વહાલા વેગમાં ગંગા જાયરે, સિંધુ સ્વામીને મળવા ચહાયરે,
એમ ઇચ્છુ તમને મળવાયરે, દયા૦ ૨
વાહાલા વાસ હૃદયમાં કીજેરે, બુદ્ધી મન નિર્મળ કરી દીજેરે;
ભવજલથી ઉગારી લીજે, દયા૦ ૩
વાહાલા વાત ન ભાસે જગતનીરે, ઇચ્છા થઇ આપના પદ સતનીરે:
રક્ષાકર હરી શરણાગતની, દયા૦ ૪
વહાલા ઇચ્છુ નહી સુખ મનમાંરે, વહે વાધો પ્રભુ મુજ તનમાંરે:
લય કીજે તમારા શરણનમાં, દયા૦ ૫
વાહાલા સ્થુળ સુક્ષ્મ કારણ જેહીરે, મોક્ષ માર્ગમાં વિઘ્નછે એહીરે:
કર કીરપાનીધી દુરતેહીં, દયા૦ ૬
વહાલા વચન તે મુજનો પાળોરે, મોટી મહતા તમારી સંભાળો,
જેષ્ટારામ કહે કષ્ટ ટાળો, દયા૦ ૭

૫૬

# પંદર તીથી.

પદ–રાગ–સખી પડવે તે પંથે ચાલ્યારે.

પ્રભુ પડવે પ્રલાદ ઉગાર્યોરે, નખ વધારી હરણાકંશ માર્યોરે,
સહુ દેવ તણો દુઃખ ટાર્યો, દયાનીધી દેવ સદા સુખદાઇરે: ૧
પ્રભુ બીજે બળી પદ ચાપ્યોરે, ભય ઇંદ્ર તણો હરી કાપ્યોરે,
બળીને વર ઉત્તમ આપ્યો, દયાનીધી૦ ૨
પ્રભુ ત્રીજે તીરથ સૌ કીધાંરે, બ્રહ્મજ્ઞાન વચન સુણી લીધાંરે;
તેથી કારજ મુમુક્ષનાં સીધાં, દયાનીધી૦ ૩

પ્રભુ ચોથે ચડયા ગજ વારેરે, ગ્રહીચક્રને ઝુડ સંહાર્યોરે;
જાણી ભકિત ગજેંદ્ર ઉગાર્યોરે, દયાનીધી૦ ૪
પ્રભુ પાંચમેં પાંજ બંધાવીરે, માર્યો રાવણ ગર્વ હટાવીરે;
સતી સીતાજીને ઘેર લાવી, દયાનીધી૦ ૫
પ્રભુ છઠ્ઠે છોડાવ્યો અમરીષરે, મુકી ચક્ર સુદર્શન અંતરીક્ષરે;
ગયો શ્રી દુર્વાષાનો દોષરે, દયાનીધી૦ ૬
પ્રભુ સપ્તમે શાંતી પસારીરે, દુષ્ટ કંશને નાખ્યો સંહારીરે;
જશ ગાય મુનીસુર ભારી, દયાનીધી૦ ૭
પ્રભુ અષ્ટમે અવતરી કીધાંરે, બહુ કાર્ય સુરિદ્રનાં સીધાંરે;
સુખ સંત મહંતને દીધાંરે, દયાનીધી૦ ૮
પ્રભુ નવમે અવધમાં અવતરીયારે, સદધર્મ કર્મ અનુસરીયારે;
રામરૂપે ધરા દુઃખ હરીયાંરે, દયાનીધી૦ ૯
પ્રભુ દશમે દુર્યોધન મેવારે, પ્રીતે ભાજી વીદુર ઘર ગ્રહેવારે;
વશભક્તિ વીશે પ્રભુ એવારે, દયાનીધી૦ ૧૦
પ્રભુ એકાદશે ઓધવનેરે, બ્રહ્મજ્ઞાન કહ્યા મૃદુ વચનેરે;
તેથી પામ્યા બહુ શુભપદને, દયાનીધી૦ ૧૧
પ્રભુ દ્વાદશે દેવનાં દેવરે, કરતાં શંભુ તણી નીત્ય શેવરે;
અર્પ્યો નેત્રકમલ તત્ખેવ, દયાનીધી૦ ૧૨
પ્રભુ તેરશ તટ યમુનાનેરે, સુણ્યો નાદ તે ગોપીએ કાનેરે;
બંશીબાગ રહી મનમાને, દયાનીધી૦ ૧૩
પ્રભુ ચૌદે ચતુરભુજ ધારીરે, કીધાં ભકતોના કારજ ભારીરે;
લીધો ભવભય દુઃખથી ઉગારીરે; દયાનીધી૦ ૧૪
પ્રભુ પુનમ સરદની રાતેરે, ગોપીસંગ રમ્યા બહુ ખાંતેરે;
પુર્યા લાડલે વીધવીધ ભાંતેરે, દયાનીધી૦ ૧૫
પ્રભુ પુર્ણ ઉમાશે અનામીરે, જેષ્ટારામ તણા દુઃખવામીરે;
ટાલો ભવભય અંતરજામી, દયાનીધી૦ ૧૬

---

પ૭

પદ—રાગ-ઉપરનો.

જીવ પડવે પડયો મોહ ફંદેરે, જેથી વેદ પુરાણાદી નંદેરે;
તોપણ મોહી રહ્યો વિષયાનંદે, સ્વરૂપ નિજ જાણીએ સતસંગેરે; ૧
બીજે બાવનથી પણ બહારેરે, તારો રૂપ તેતું ન વીચારેરે;
વ્યર્થ જન્મ ખુએ સુખલારેરે, સ્વરૂપ નિજ૦ ૨
ત્રીજેતાપ ત્રણેથી તું તાપેરે, અંગેઅંગ દાવાનલ વ્યાપેરે;
તેથી મસ્તક કાલને આપે, સ્વરૂપ નિજ૦ ૩
ચોથે ચેત ચતુર સતસંગેરે, મન રાખ ગુરૂને પ્રસંગેરે;
સંત અંતર ભક્તિથી રંગે, સ્વરૂપ નિજ૦ ૪
પંચમ પંથ મુકિતને સંચરીએરે, ગુરૂજ્ઞાન અમૃત ઉર ભરીએરે;
વારંવાર વિચારજ કરીએરે, સ્વરૂપ નિજ૦ ૫
છઠે છદૈવી સંપતી ગ્રહીએરે, શમદમ આદીચીતે લઇએરે;
મોક્ષ ઇચ્છાદિ સાધન ચહીએ, સ્વરૂપ નિજ૦ ૬
સાતે સત્ય દયા દીલ દયારે, રેહેવું નિત્ય જ્ઞાનામૃત ચાખીરે;
નિંદા સ્તુતિ રહીએ મન શાંખી, સ્વરૂપ નિજ૦ ૭
અષ્ટપુર પ્રાણાદીક જાણીરે, તેથી ભીન સ્વરૂપ પ્રમાણીરે;
રેહેવું જગતમધે ધીરઆણી, સ્વરૂપ નિજ૦ ૮
નવમે નિરમલ મન ચિત્ત કીજેરે, વિન્યા કામથી દાન કરીજેરે;
નરદેહનો લાવએ લીજે, સ્વરૂપ નિજ૦ ૯
દશમે દેશીક સાથ રહીજેરે, પરદેશીનો સંગત ન કીજેરે,
સદશાસ્ત્રનો સાર ગ્રહીજેરે, સ્વરૂપ નિજ૦ ૧૦
એકાદશે અપવાશી બનીજેરે, કામ ક્રોધનો આહાર ન કીજેરે;
ફલઆહર હરીરસ પીજે, સ્વરૂપ નિજ૦ ૧૧
દ્વાદશીએ દક્ષીણા દાન કીજેરે, સાધુ વિપ્રને અહંપદ દીજેરે;
આશિર્વાદ તે જ્ઞાનનો લીજે, સ્વરૂપ નિજ૦ ૧૨
ત્ર્યોદશ તત્વમસીને પીછાનીરે, બનીએં બ્રહ્મઉપાસક ધ્યાનીરે;
દ્વૈતાદ્વૈત રહેવું નવમાની, સ્વરૂપ નિજ૦ ૧૩
ચતુરદશીએ ચાતુરી ન કીજેરે, નહી વાદવીવાદે વશીજેરે;
દુષ્ટ ક્રોધનો ગર્વ તજીજે, સ્વરૂપ નિજ૦ ૧૪

પંચદશીએ પંચામૃત પીજેરે, અતિ ભાંતી પ્રીયાનંદ લીજેરે;
જલસ્થળે હરી નીરખીજેરે, સ્વરૂપ નિજ૦ ૧૫
ઉમાવાસે અનુપ અનામીરે, જ્યેષ્ટારામ તણા દુઃખ વામી;
કીજે વાશ ઉરે મમ સ્વામી, સ્વરૂપ નિંજ૦ ૧૬

૫૮

# * શ્રીરામ ચરિત્ર પાઠ.

( પ્રથમ નારદમુનીરે હરી હરી—એ ઢબ. )

નમીએ શ્રીગુરૂ પદ પાયરે હરી હરી, મોક્ષનો પંથ પડાયરે હરી હરી.
સમરો શ્રી ગણપતદેવરે હરી હરી, વિઘન ટળે તતખેવરે હરી હરી.
સારદમાત દયાલુરે હરી હરી, જીભ્યે વશો કૃપાલુરે હરી હરી.
બ્રહ્માને વિષ્ણુ મહેશરે હરી હરી, સર્વ હરો મમ કલેશરે હરી હરી.
સંક્ષેપે રામ કથાયરે હરી હરી, કહેતાં તે કરજો સાહેરે હરી હરી.
માત ઉમયા શીવસાથરે હરી હરી, પુછત જોડી હાથરે હરી હરી.
રામકથા વિસ્તારીરે હરી હરી, સંભળાવો ત્રીપુરારીરે હરી હરી.
રવીકુલે રઘુરાયરે હરી હરી, રઘુવંશી રામ કહેવાયરે હરી હરી.
જન્મ તે દશરથ ઘેરરે હરી હરી, આનંદ લીલા લહેરરે હરી હરી.
રામચંદ્ર શુભ નામરે હરી હરી, ધન્ય અયોધ્યા ગામરે હરી હરી.
દીનદીન મોટા થાયરે હરી હરી, કરતાં તે બાળલીલાયરે હરી હરી.
શત્રુઘન ભરથ લછમન રામરે હરી હરી, ભણ્યા તે વિદ્યા તમામરે હરી હરી.
રૂષિ વિશ્વામિત્ર સાથરે હરી હરી, લછમનને રઘુનાથરે હરી હરી.
યજ્ઞની કરી પ્રતીપાળરે હરી હરી, આણ્યાં અસુરના કાળરે હરી હરી.
અલ્યાને ઓધારીરે હરી હરી, અસુર માર્યા ભારીરે હરી હરી.
ત્યાંથી જનકપુર ગામરે હરી હરી, ગયાં રૂષિસંગ રામરે હરી હરી.
કર્યો ધનુષ્યનો ભંગરે હરી હરી, પરણ્યાં સીતાને સંગરે હરી હરી.
ત્રણે બાંધવની સાથરે હરી હરી, પ્રીતે પરણ્યાં રઘુનાથરે હરી હરી.
અવધપુરમાં પધાર્યારે હરી હરી, માતાએ મોતીએ વધાવ્યારે હરી હરી.
સોપવા રાજને પાટરે હરી હરી, તેનો મન ઘડતાં ઘાટરે હરી હરી.
મુહુર્ત શુભ જોવરાવ્યુંરે હરી હરી, સજતે સરવે સજાવ્યુંરે હરી હરી.
આડો રહ્યો એક દીનરે હરી હરી, વિધીએ નાખ્યું વિઘનરે હરી હરી.

* " શ્રી ભજન-ભૂષણ " માં પ્રલાદજીની પાઠ જોવી.

રામજી વનમાં જાયરે હરી હરી, ભરતને રાજ સોપાયરે હરી હરી.
કેકૈએ માગ્યું વચનરે હરી હરી, પ્રાણ તજ્યા રાજનરે હરી હરી.
રામ સીતા લછમનરે હરી હરી, ત્રણે સીધાર્યાં વનરે હરી હરી.
શોક બહુ વહતાયરે હરી હરી, દુઃખી સહુ પ્રજાયરે હરી હરી.
ભરતજીએ તપ માડયુરે હરી હરી, રાજ શત્રુઘનને આપ્યુરે હરી હરી.
ત્રણે ચાલ્યા જાયરે હરી હરી, ફળફુલ મુળકંદ ખાયરે હરી હરી.
પંચવટીમોઝારરે હરી હરી, મઢી બનાવી છે ઠારરે હરી હરી.
કંચનમૃગ ત્યાં આવ્યોરે હરી હરી, સીતાજીને મન ભાવ્યોરે હરી હરી.
હણવા મૃગ ગયાં રામરે હરી હરી, રાવણ આવ્યો તે ઠામરે હરી હરી.
સીતાજીને લઇ ચાલ્યોરે હરી હરી, લંકાગઢમાં આવ્યોરે હરી હરી.
સુપરણખાનો નાકરે હરી હરી, લક્ષમણે કાપ્યો કડાકરે હરી હરી.
ખરદુશણનો નાશરે હરી હરી, કીધો શ્રીરામે તે વાસરે હરી હરી.
કરતાં સીતાજીની શોધરે હરી હરી, દેતાં તે કૈકને બોધરે હરી હરી.
સુગ્રીવ વાલી બેભ્રાતરે હરી હરી, કરતાં તે કલેશ ઉત્પાતરે હરી હરી.
વાલીનો જાણી અપરાધરે હરી હરી, સુણી સુગ્રીવની દાદરે હરી હરી.
માર્યો વાલી સતકાજરે હરી હરી, સોંપ્યું સુગ્રીવને રાજરે હરી હરી.
રામેશ્વરની પ્રતિષ્ટારે હરી હરી, કરવા વૃધીજન નિષ્ટારે હરી હરી.
શોધ કરી રઘુરાયરે હરી હરી, પથરપાંજ બંધાયરે હરી હરી.
માર્યો તે રાવણ ભુપરે હરી હરી, દાટ્યો અસુર રૂપી કુપરે હરી હરી.
કેટલાક નરને તાર્યારે હરી હરી, કેટલાંક જનને માર્યારે હરી હરી.
દેવોનાં કારજ સાર્યાંરે હરી હરી, સીયાજી તેડી સધાર્યાંરે હરી હરી.
વરસ વીત્યાં ચતુરદશરે હરી હરી, પ્રભુજી છે ભકતોને વશરે હરી હરી.
ભરતની પણને સંભારીરે હરી હરી, તર્ત આવ્યાં અવધમોઝારીરે હરી હરી.
રાજ્ય બીરાજ્યા રામરે હરી હરી, ભકતોની પુરે હામરે હરી હરી.
સુગ્રીવ અગંદ હનુમાનરે હરી હરી, સર્વ તે કરતાં પ્રણામરે હરી હરી.
રામસુત લવરાયરે હરી હરી, તેના લુવાણાં કેવાયરે હરી હરી.
વંદત જેષ્ટારામરે હરી હરી, ભજવું ઈશ્વર નામરે હરી હરી.
ગાય શીખે કરે પાઠરે હરી હરી, તેની તો વૈકુંઠ વાસરે હરી હરી.
પાઠકરે જન જેહરે હરી હરી, કષ્ટ ન પામે તેહરે હરી હરી.
શીવ મુખામ્રત પાનરે હરી હરી, કીધો ઉમ્યાએ ધરી ધ્યાનરે હરી હરી.
જેષ્ટારામ કરજોડરે હરી હરી, જયે જયે. શ્રીરણછોડરે હરી હરી.

દોહરો.

પાઠ પુરણ પ્રીતે રચી, ભકિતભાવ અનુસાર;
એક રામમય માનજો, નામ રૂપ આકાર.

---

૫૯

# શિવ પંચાક્ષર સ્તોત્ર.

રાગ—ઉપરનો.

કંઠે પેહેર્યાં જેણે હારરે હરહર, નાગ તણાં નિરધારરે હરહર;
અગ્નિ શશી અને સુરરે હરહર, એ ત્રણ જેનાં નુરરે હરહર.
ભસ્મીનો લેપન અંગરે હરહર, ઇશ મોટા પીએ ભંગરે હરહર;
નિત્ય નિરંજન શુદ્ધરે હરહર, ડિગંમ્બર મહાબુધ્ધરે હરહર.
નકારાત્મક શીવરાયરે હરહર, નમન કરૂં દુઃખ જાયરે હરહર. ૧

ચંદન ગંગા નીરરે હરહર, ચરચીત આપ શરીરરે હરહર,
જય શીવ નંદી સ્વાંરરે હરહર, પ્રથમ વર ત્રીપુરારે હરહર;
મંદાર પુષ્પ પુજાયરે હરહર, કર્તા દેવાદી સદાયરે હરહર,
મકારાત્મ શીવરાયરે હરહર, નમન કરૂં દુઃખ જાયરે હરહર. ૨

જગત કલ્યાણ સાધનરે હરહર, જે કરતા નીશીદીનરે હરહર,
ગૌરી વદન રવી સમરે હરહર, કારક જે હરદમરે હરહર;
દક્ષના યજ્ઞનો ભંગરે હરહર, દાખવી મહતા અનંગરે હરહર;
સમુદ્ર મથનની કાલરે હરહર, કર્યો વિષપાન દયાલરે હરહર;
કંઠ થયો નિલવર્ણરે હરહર, સદા હું તેહને શર્ણરે હરહર;
સદા વૃષભને સ્વારરે હરહર, કરતા ગમન નિરધારરે હરહર;
શકારાત્મક શિવ રાયરે હરહર, નમન કરૂં દુઃખ જાયરે હરહર. ૩

ગૌતમ વશિષ્ટ અગસ્થરે હરહર, દેવ રૂષિગણ સરવસ્થરે હરહર;
શેવતાં સૌ જેનો શીશરે હરહર, પુરનગન જગદીશરે હરહર;
અગ્નિ શશિને સુરરે હરહર, ત્રણ છે જેના નુરરે હરહર;
વકારાત્મક શિવ રાયરે હરહર, નમન કરૂં દુઃખ જાયરે હરહર. ૪

કુબેર યક્ષરાજનરે હરહર, જેના અંશે ઉત્પનરે હરહર;
જટાધારી જેનો શીરરે હરહર, છે સનાતન ગંભીરરે હરહર;
દીવ્ય પુરૂષમાં ચંદ્રરે હરહર, દેવ મુનીનાં ઈંદ્રરે હરહર;
વસ્ત્ર જેના દશ દીશરે હરહર, સર્વે બ્રહ્માંડના ઈશરે હરહર;
ચકારાત્મ શીવરાયરે હરહર, નમન કરૂં દુઃખ જાયરે. ૫
શીવ પંચાક્ષર સારરે હરહર, જે પઢે નરનારરે હરહર;
તેહનું શીવલોક વાસરે હરહર, રીજત શ્રીઅવિનાશરે હરહર;
વદત જેષ્ટારામરે હરહર, રટો સદાશીવ નામરે હરહર. ૬

૬૦

ભજન—રાગ—કવાલી—ગજલ.

કહેછે આતમા તનને, અમારે ને તમારે શું;
અમે પરપાર તમે ફાશી, અમારે ને તમારે શું;
અમે સુખનાં તમે દુઃખનાં, અને મોટા છે ગુણરાશી;
અમે ચરાચર સદાવાશી, અમારે ને તમારે શું. ૧
અમે ચૈતન્ય તમે જડછો, તમે જઇ રાખમાં રલશો;
અમે તો અગમ અવિનાશી, અમારે ને તમારે શું. ૨
તમે વધશો તમે ઘટશો, તમે રડશો તમે મરશો;
અમે અજન્મ અવનાશી, અમારે ને તમારે શું. ૩
તમે વિકાર અમે અવિકાર, સદા અમે જગતના આધાર;
અમે સુખ સત્યના હોશી, અમારે ને તમારે શું. ૪
કહે રેવાનંદ આવાણી, અમારૂં રૂપ નિર્વાણી;
નિજાનંદ લેહેર રહીભાશી, અમારે ને તમારે શું. ૫

૬૧

રાગ—એજ.

સુણો તમે સાર સંસારી અમારે ને તમારે શું;
અમે જોગી તમે ભોગી અમારે ને તમારે શું—ટેક.
તમે જગ જાણ્યોછે સાચો કાયાનો કોટ છેકાચો;
તમે પરપંચ માંરાચો અમારે ને તમારે શું. ૧
રહ્યા તમે વિષયમાં બાધી સમાધિ કેમ નવસાધી;
તમોને વળગી છે વ્યાધી અમારે ને તમારે શું. ૨

દીવસ બેચારની જીંદગી કરોને રામની બંદગી;
અમે પરપાર સરભંગી અમારે ને તમારે શું. ૩
રહ્યું મન રામમાં રંગી થયા અમો આતમા સંગી;
થઇ બ્રહ્મ ભ્રાંન્તિની તંગી અમારે ને તમારે શું. ૪
વિષયને ઝેર સમજાણી નીજાનંદ લેરને માણી;
લીધી વૃતિ રૂપમાં તાણી અમારે ને તમારે શું. ૫
કહે રેવાનંદ આવાણી સમજ દીલ ખોલ તું પ્રાણી;
લેને હરીનામની લાણી અમારે ને તમારે શું. ૬

૬૨

ભજન–રાગ–ઉપરનો.

પ્રેમીજન પ્રેમને પાલે, પ્રભુ તેના હાથને ઝાલે—ટેક.
જુઓ પ્રલ્હાદની પ્રીતી, લીધા હરી હેતથી જીતી;
હતી જે ભય ગઇ વીતી, જુઓને રામની રીતી. ૧
મીરાંને મારવા રાણે, દેવાને ઝેરતે ટાંણે;
પ્રીતમમાં પ્યાર કરી જાણે, તેને કહો કાલ કેમ તાણે. ૨
મેતો નરસિંહ હતો નાગર, દીધો જેણે હારથઇ હાજર;
કરે ભાવે ભકિતનો આદર, તરે તે દુ:ખનો સાગર. ૩
પાપીની પાસ પંચાલી, પડી પરપંચમાં હારી;
અંતરનો પ્રેમ નિહાળી, તુરત દોડયા છે વનમાલી. ૪
હરી ભજે પ્રેમને ગાળે, પ્રેમ પરબ્રહ્મને માણે;
પ્રેમે પ્યારો આવશે ટાણે, નથી નાથ રીજતા નાણે. ૫
રેવાનંદ માત મદહાર્યો, ખરે દીલ પ્રેમને પાર્યો;
ચોરાશિ ફંદને ટાર્યો, દયા કરી દાસને તાર્યો. ૬

૬૩

# સદ્ગુરૂ સ્તુતિ.

લાવણી.

સ્વામી આએ તુમ શરનં, ગુરૂ તુમહો જગતારણ તરન;
કરો કૃપા ગુરૂ સાયબ દેવા, સ્વામી આએ તુમ શરનં—ટેક.

દયાવાન મુક્તિકે દાતા, વિઘન હરન મંગલ કરનં;
કરૂણામય કૃપાકે સાગર, સદા સેવ્ય અસરન સરનં-સ્વામી૦ ૧
બ્રહ્મવેતા ભરપુર ભજનમેં, અખંડ અનુભવ ઉચ્ચરનં;
અગમ અગાધ અગોચર તાંકો, ગુરૂમેરા ગોચર કરનં-સ્વામી૦ ૨
જન્મધરી જગમેં જીવનપર, આએ આજ કૃપા કરનં;
જાગ્યા ભાગ મિલ્યા ગુરૂ મેરા, મેટનહારજરા મરનં-સ્વામી૦ ૩
મંગલ ભાલ વિશાલ વદન છબિ, મંગલ ધ્યાન સદ ધરનં;
નિરમલ નેત્ર સુધાકર સરખે, તનકે તાપ સકલ હરનં-સ્વામી૦ ૪
લગન તુમારી હિરદે લાગી, ચિત મેરા ચહુટા ચરનં;
જનવેરાકોં જુગતે રાખો, સેવક જાનિ સદા સરનં-સ્વામી૦ ૫

૬૪

## લાવણી બીજી.

અકલ પુરૂષ ગુરૂ અવતારી, જીનકીયા અભય ભવભય ટારી:
પ્રગટ ભયે જગપુરૂષ પુરાતન, અકલ પુરૂષ ગુરૂ અવતારી-ટેક.
અજબ કલા આતમ અનુભવકી, વિવિધિ ભાંતિ ગુરૂ વિસ્તારી:
જીવ અનેક અધમ કલિયુગકે, તિનકોં તરત લિયા તારી-અ૦ ૧
ઇંદ્રિલોક અગ્નીસમ જાનત, બ્રહ્મલોક સુખ ભયકારી:
ત્રણ સમાન ત્રયલોક સુતાકોં, જીન મનકી મમતા મારી-અ૦ ૨
પરધન પથર સમાન ગિનત ગુરૂ, નાગનિસમ જાનત વારી:
વિષય ભોગ વિષવત ભએજાકો, નહિ અપને તજસોં યારી-અ૦ ૩
બોલત વચન મૃદુલ મનોહર, લાવન લલિત લગત પ્યારી:
ભવભંજન અંજન મલમંજન, વરવિજ્ઞાનમય દુઃખહારી-અ૦ ૪
કરિઆતમ ઉપદેશ કૃપાનિધિ, અપનિ શક્તિ અંતરધારી:
કહે વેરા ગુરૂચરન કમલપર, બહુરિ બહુરી જાઉં બલેહારી-અ૦ ૫

૬૫

## લાવણી ત્રીજી.

મિલ્યા મોહિ ગુરૂ બ્રહ્મજ્ઞાનિ, જીનકિયા અભય ભવભય ભાની:
ધનધન હમ ધન ભાગ હમારે, મિલ્યા મોહી ગુરૂ બ્રહ્મજ્ઞાની-ટેક.
શુદ્ધ વિચાર જબકિયા સ્વતંતર, તબ ઉગરી અનુભવબાની:
પરમાતમ સતપાર બ્રહ્મકી, પરી સનાતન પહિચાની-મિલ્યા૦ ૧

તત્વમસી પદ લિયા તપાસી, અર્થ યથાર્થકો જાની;
ઈશ જીવકી તજી ઉપાધી, અસીપદસો એકતા આની–મિલ્યા૦ ૨
મનકી વૃતિ લગી તીનપદમેં, જહા ન પોચત મનબાની;
જૈસે સલિતા સાગરકે મધ, ઉલટી આપ તહાં અલપાની–મિ૦ ૩
અબ મન મગન ભયો બ્રહ્મસાગર, લોક વેદ નહિ કુલકાની;
સંશય સકલ મિટયા તનમનકા, હર્ષ શોક નહિં વૃદ્ધહાની–મિ૦ ૪
સાચી લગન લગી સતગુરૂસેં, છતિ ન રહે તનકી છાની;
કહે વેરા ગુરૂ ચરન કમલપર, સમજી કીયા શિર કુલબાની–મિ૦ ૫

૬૬

લાવણી ચોથી.

હમકોં નિજ દરશન દીના, ગુરૂ અબતો અપનાં કરિલીના;
કરી કૃપા ગુરૂદેવ દયાનિધિ, હમકો નિજ દરશન દીનો—ટેક.
દેખી પહાડ બડે પાપનકે, તબ તો મેરા મન બીના;
સકલ છુડાય દીયા એક છિનમેં, જનમ જનમ જે કર્મ કીના—હ૦ ૧
જ્ઞાનઅમૃત ગુરૂ દિયા દયાકરી, પ્રેમ પિયાલા ભરી પીના;
જાલીમ ખોખા જરામરનકા, છિનમેં રોગ ભયા છીનાં—હ૦ ૨
નિરખ્યા વ્યાપક વસ્તુ નિરંતર, અખંડ આત્મ બ્રહ્મચીનાં;
અબ નમરો મેંજીઆ જુગાજુગ, અબ અપના અનુભ કીના—હ૦ ૩
ખુલ્યા તાલા જામા ઉજારા, એક અમરપદ લેલીનાં,
જનવેરા જગફેર ન આવે, કોટી જન્મકા દુઃખ છીના—હ૦ ૪

---

૬૭

# ગોપીગીત સમશ્લોકી.

રાગ–લલિત.

૧

વ્રજ સુધન્ય જ્યાં જન્મ આપનો, રહીરમા તહાં સર્વદા પ્રભો,
પ્રિય સુદર્શ હૈ કયાં ગયાતમે. જીવન પ્રાણ હે ! શોધિએ અમે.

સ્ફુટાર્થ–૧ લક્ષ્મી.

[૨] શરદ કંજશા નેત્રથી હણી, વરદહે વિના મુલ્યદાસિઓ;
વિરહ તાપથી [૩] ચીતમાં તમે, સુરતનાથ હે! મારતાનકાં.
[૪] વિષજ પાણીને સર્પ રાક્ષસો, અનલ [૫] મેઘને વિજવાયુથી;
વૃષભ [૬] વ્યોમને વિશ્વકોપથી, હરઘડી વિભો! [૭] ત્રાણુનેકરી.
નહિં યશોમતિ પુત્ર તું સખે, અખિલ વિશ્વનો સાક્ષી રૂપછો;
વિધિ વિનંતીથી વિશ્વ રક્ષવા, ઉદય આપનો વૃષ્ણીવંશમાં.
અભય આપના [૮] વૃષ્ણિનાં વડા, ચરણ [૯] પ્રાર્થીને જન્મબંધથી;
કર સરોજહે કાંત [૧૦] કામદા, ધૃતરમા કરો મસ્તકે ધરો.
[૧૧] વ્રજજ નાર્તીહન વીર આપનો, [૧૨] સ્વજન દુઃખહા મંદ હાસ્યતા;
ભજ સખે અમે દાસીઓ છીએ, તવ [૧૩] મુખાબ્જને શ્યામ દર્શદે.
શરણ ઇચ્છદા પદ્મ જાણજે, વિપદમાં સદા [૧૪] ધ્યેય [૧૫] વિશ્વશં;
[૧૬] ભુવિસુહા ગજે પાદ પદ્મને, ઉર ધરી વિભો વ્યાધિને હરો.
શરણ આવતાં પાપ સૌ સમે, પશુપછી જતાં શ્રીનિવાસ જ્યાં;
[૧૭] હણી નિફણપરે પાદ પદ્મ જે, ધરી ઉર સ્થલે કામને હરો.
મધુર વાકયથી મોહવર્ધીની, કમલનેત્ર દે વેદવાણીથી;
શુદ્ધ રહી નહી બ્રહ્મદેવને, અધરપાનની પ્યાસીઓ અમે.
તવ કથા [૧૮] અમીતમ જીવની, કવિની વાણી એ પાપનાશિની;
શ્રવણ મંગલા શાંત રૂપિણી, [૧૯] પરમ પુણ્યવાન્ ગાન જે કરે.

**સ્ફુટાર્થ**—૨ શરદરૂતુના કમલ. ૩ જંગલમાં. ૪ જેરવાળુ પાણી. ૫ અગ્નિ. ૬ વ્યોમાસુર. ૭ રક્ષા. ૮ સ્તુતિકરનારને. ૯ લક્ષ્મીથી પકડાયલો હાથો. ૧૦ ૧૧ વ્રજજનના દુઃખ હરનારા. ૧૨ અભીમાન ઉતારનારી. ૧૩ ૧૪ ધ્યાન કરવા યોગ્ય. ૧૫ વિશ્વનું કલ્યાણ કરનાર. ૧૬ પૃથ્વીનો સૌભાગ્ય રૂપ. ૧૭ કાલીનાગ. ૧૮ અમૃત. ૧૯ પરમપુણ્ય ભોગવનાર.

મૃદુલ હાસ્યને પ્રેમ વિક્ષણો[૨૦], પ્રિય વિહારને ધ્યાન[૨૧] મંગલો;
હૃદય ભેદતા ગુપ્ત વાકયહે, કુહક કામ ન ક્ષોભતા[૨૨] કરો.
પશુ ચરાવવા જાવછો વને, મૃદુલ પાદથી નાથજી તમે;
શિલ તૃણાંકુરો[૨૩] લાગતા પગે, વિકતતા[૨૪] મને કાંત થાય છે.
અલકનીલને ધુળથી ભર્યો, વદત આપનો વાદળા સમો;
વ્રજ પધારતા સાંજને સમે, નિરખી હે સખે કામ વ્યાપતો.
રતિ વધારતા શોકને હરે, મુરલી વેણુનાં મીષ્ટચુંબનો;
ભુલવ તું સખે અન્ય રાગ જે, અધરની સુધા માત્ર અર્પતે.
દિવસનો જતાં જંગલે પ્રભુ, યુગસમી ત્રુટી[૨૫] આપના વિના;
અલક મુકત શ્રી વકતૃ[૨૬]ભાળીતા, જડ વિરંચિએ[૨૭] પાપણો કર્યાં;
પતિસુતાદિકો ત્યાગીને પ્રભો, શરણ આપનાં ચર્ણમાં[૨૮] પડી.
સરસ ગીતથી મોહ પામતી, કપટી કાંતજો નારીને નિશી[૨૯];
વચન ગુપ્તથી કામ ઉદ્ભવે, મુખ સહાસ્યને દૃક્ વિલાસતા[૩૦].
ઉર વિશાલ જ્યાં વાસ લક્ષ્મીનો, હરઘડી સ્ફુરે[૩૧] મુગ્ધ[૩૨] માનસે;
વ્રજ વિલાસીનાં કષ્ટને હરો, સ્વજન દુઃખહન્ વિશ્વક્ષમ[૩૩] છો.
તજી કઠોરતા વીર ! આપજો, હૃદયતાપ[૩૪] હા દિવ્ય ઔષધી;
જે પાદપંકજ સુકોમલછે તમારા, ધારી કઠોર કુચથા[૩૫] ઉસભીત[૩૬] પ્યારા;
તેથીહરો મનમહિં નહીં કૈવ્યથાછે,હે પ્રાણનાથ ! ભ્રમએજ થતો અમોને.

શુકદેવ.

**સ્ફુટાર્થ**—૨૦ પ્રેમની નજર. ૨૧ ધ્યાન કરવાથી મંગલરૂપ. ૨૨ મનનો ખડભડાટ. ૨૩ કાકરાને ઘાસનાં અંકુરો. ૨૪ વ્યાકુલતા. ૨૫ ચપટીમાત્રનો વખત. ૨૬ મુખકમળ. ૨૭ બ્રહ્મા. ૨૮ પગમાં. ૨૯ રાત્રનો. ૩૦ દ્રષ્ટિનો વિલાસ. ૩૧ ઘડીઘડી ફરતાં. ૩૨ મોહીત મનમાં. ૩૩ જગતના કલ્યાણ રૂપ. ૩૪ હૃદયતાપને હરનારી. ૩૫ કઠોર સ્તનપર ધારણકરી. ૩૬ ભયભીત.

૬૮

# વેણુગીત સમશ્લોકી.

એછે મહા ફલ સખી દ્રગધારીઓનો,[૧] આવા વ્રજેશસુતના[૨] મુખ દર્શનેથી;
સાથે સખી વિહરતાં વનગોચરાવે, વેણુનિ નાદ[૩] કરી પ્રેમ કટાક્ષપાન.
આમ્ર પ્રવાલ[૪] શિખિ પિચ્છ[૫] પ્રસૂન ગુચ્છ,[૬] ધારી ગલે કમલ ઉત્પલ[૭] માલસ્વચ્છ
શોભે વિચિત્ર છબી ગોપ સમાજમાંહી, જાણે પ્રવીણ નટરંગ[૮] થલીગ જાવે.
વ્હેનો જુઓ તપવિધાનજ બંસરીનો, દામોદરાધર સુધા[૯] અમ ગોપીઓનો;
પ્રીતી નિશંક થઇ શેષ રસાધિકારી[૧૦] આર્યોની જેમ તરૂઓ[૧૧] દ્રગ અશ્રુ મુકે.
પામી સુકીર્તી તુલસીવનથી[૧૨] મહીઆ, શોભા મળી પ્રભુ તણાં પદચિન્હથીજો,
નાચે મયુર મુરલી સુરલીન મત્ત, તે જોઇ અદ્રિતટ જીવ બધા પ્રમત્ત.
છે ધન્ય આ મૃગતણી પણ ભોળી નારી, જોની છબી કૃષ્ણ તણી રૂપાળી;
વંશી વિનાદ સુણીને સહ કૃષ્ણ સારો,[૧૩] પૂજા કરે પ્રણય પુરીત દ્રકપસારી.[૧૪]
નારી મનોહર વપુ નિરખી સખી ! જે વંશી ધ્વનિ મધુરતા શ્રવણે ધરીને;
દેવાંગના[૧૫] વિકલ કામ થકી વિમાને, અંબાલડેથી[૧૬] કુસુમોની વિબંધ છુટે.
શ્રીકૃષ્ણ વેણુ રવથી[૧૭] સખી ! ગાય આજે, પીયુષપાન[૧૮] કરતી કરી કાન ઉંચાં;
આવાછડા પણ ધરે સ્તનગ્રાસ[૧૯] મોઢે, ઉભા રહી નિરખતા હરિઆષ્પ નેત્રે.[૨૦]

**સ્ફુટાર્થ**-૧ નેત્રધારી. ૨ નંદપુત્ર. ૩ નાદ. ૪ પરવાળા. ૫ મોરપિછી. ૬ ફુલોના ઝુમખો. ૭ કમલની એકજાત. ૮ રંગભુમી. ૯ શ્રીકૃષ્ણનો અધરામૃત. ૧૦ બાકી વધેલા રસની અધિકારીણી. ૧૧ વૃક્ષો. ૧૨ વૃંદાવન. ૧૩ હરણોસહિત. ૧૪ નમ્રતા ભરી દ્રષ્ટિ. ૧૫ દેવપત્નિઓ. ૧૬ કટીભાગની કસ. ૧૭ વંશીનાદ. ૧૮ અમૃતપાન. ૧૯ સ્તન અને પયગ્રાસ. ૨૦ આંશુ ભરેલા નેત્રથી.

૬૯

પંખી ગણોજ મુનિઓ વનમાં વસેછે, બેઠા અનેકતરૂશાખ[૧] પ્રવાલનાં જે;
જોઈ મુકુંદ મુખને મુરલી સુણીને, ધારી સુમૌન[૨] દ્રગમીલિત થૈ રહ્યા છે.
બંસીધ્વની સુણી નદીગતી ત્થાપભગ્ના, આવર્ત[૩] સુચિત મનોભવમાં નિમગ્ના
લૈને તરંગ ભુજથી કમલોપહારો[૪], ધારે ધરી હરિ તણા પદ પંકજોમાં.
ગો ગોપ રામ સહ શ્યામ વગાડી વેણું, જોતાં ઘનો હરિ બહુ તડકે તપેલા;
ધારી સપ્રેમ તનનું કરી આતપત્ર[૭], વષવિતા[૮] પ્રસૂનમાની હરિ સ્વમિત્ર.
શ્રીકૃષ્ણ રકતપદ્દ ગોપ વધુસ્તનેથી, તેરકતતા ઘાસ પરે પદથી છવાઈ;
તેને સ્તને, મુખપરે શબરી[૧૦] લગાડે, છે ધન્ય તે સ્મરરૂજા[૧૧] તપને નિવારિ.
છે બ્હેન ! આ ગિરિબરે હરિદાસ શ્રેષ્ટ, જે રામકૃષ્ણ ચરણે ધરતો પ્રમોદ[૧૨];
ગો ગોપયુકત હરિને હ્રિય[૧૩] હર્ષી[૧૪] સેવે, પાનીય કંદ ફલ મુલ સપ્રેમ દેતો.
સ્કંધે ધરી રસડીને[૧૫] રચી[૧૬] મસ્તક છે, ગો ગોપ સાથ રમતાં સુરસપ્ત સાધે;
રોમાંગ[૧૭] વ્રક્ષ જડ ચેતન ભાવ છોડી, ચિત્રોસમાં જગતના ચલજીવભારો.

૭૦

રાગ—મરશીઆ.

જુઠી જંજાડે ફસાયકાં ભાઈ રે ( ૨ )
લાડી વાડી ગાડી ઘોડે મોજ મજાએ,
આઠપોરમાં એક ઘડીપણ તુજથી હરી નવભજાય;
પ્રભુને હાલ ભજીલેજી, નહી નહી કાલ ભજશુંજી—જુઠી૦ ૧

**સ્ફુટાર્થ**—૧ પરવાળાનાં ઝાડની શાખાઓ ઉપર. ૨ મૌનવ્રત અને નેત્રબંધ. ૩ મનનાં સંકલ્પ વિકલ્પ જેવા પરિભ્રમ યાને ભમરી. ૪ કમલરૂપ ભેટો. ૫ ચરણુ કમલમાં. ૬ વાદળા. ૭ છત્ર. ૮ ફુલઈ ગોપીઓનાં સ્તનપર લાગેલો કુંકમ. ૧૦ બીલણું. ૧૧ કામદેવ જનિત તાપ. ૧૨ આનંદ. ૧૩ હ્રદયમાં. ૧૪ ઝરણાં. ૧૫ મોયડી. ૧૬ નું ઝાળું ૧૭ રોમાવલી.

વૃદ્ધપણે ઇશ્વિરને ભજવા એવા તુજ વિચાર,
પાવપલકકા નહીં ભરોંશા કાં ભુલે ગેમાર;
પ્રભુને હાલ ભજીલેજી, નહી નહી કાલ ભજશુંજી—જુઠી૦ ૨
ઘરને આંગણે ગંગાજી પ્રગટયા કાંસીદને છેટો જાય,
શ્વાન સુકરનાં દેહ ધરી પછી ઘરઘર ગોથા ખાય;
ગુરૂને હાલ ભજીલેજી, નહી નહી કાલ ભજશુંજી—જુઠી૦ ૩
હરખ શોકની નદીઓ મોટી તેમાં જાએ તણાણો,
પ્રભુનો ભજન નહી કરે તો ઘણે દુઃખે ઘેરાણો;
ગુરૂને હાલ ભજીલેજી, નહી નહી કાલ ભજશુંજી—જુઠી૦ ૪
સાસુ સસરો સગા સબંધી સ્વાર્થ સેવા કરતો,
પ્રભુનો ભજન નહી કરે તો ચોરાસીમા પડતો;
ગુરૂને હાલ ભજીલેજી, નહીં નહીં કાલ ભજીશુંજી—જુઠી૦ ૫
પરનારી વીખકી છુરી મત લગાવે મન,
રાવણ જેશે ચલેગયે શો પરનારીકે સંગ;
ગુરૂને હાલ ભજીલેજી, નહીં નહીં કાલ ભજીશુંજી—જુઠી૦ ૬
દુન્યાદારી બડે દીવાની ધર્મ તેરો ખાવે,
જીતે ખાય કારજા મુવે નરકમે લેજાવે;
પ્રભુને હાલ ભજીલેજી, નહીં નહીં કાલ ભજીશુંજી—જુઠી૦ ૭
મસ્તાનો થઈ ફરે મુલકમાં ભજે નહીં ભગવાન,
કાલ જપાટા જબી લગેગા ચલો જઈ મશાન;
પ્રભુને હાલ ભજીલેજી, નહીં નહીં કાલ ભજશુંજી—જુઠી૦ ૮
ગુરૂ પ્રતાપે કહે ગોરખો સાંભળ ચેલા બાત,
રાવણ સરખે ચલેગયે હતે છત્રપતીરાજ;
પ્રભુને હાલ ભજીલેજી, નહીં નહીં કાલ ભજશુંજી—જુઠી૦ ૯

૭૧

ભજન.

ગઢપણ મારે નથી જોઇતો અલ્યા જીવડા ( ૨ )
હાથમાં છે લાકડી, ને પગમાં છે ચાકડી,શરરીથયુ શાવ ખોખુરે—દોઢ.
ઓઢવી પડે ઢાંબરી, ને પીવી પડે રાબડી,
દાંત વિનાનું મોંઢુ બોખુરે—ગઢ૦ ૧

સુવા તુટલ ખાટલી, શુકવા પુટલ માટલી,
ખાંશી ના આવે તો ખાંઉ જોકુ રે—ગઢ૦ ૨
કેડ રહ્યાને ઘુડા રહ્યા બાપજી; કાયા કંપને ડગે ડોકુ રે—ગઢ૦ ૩
આંખ નાકમાંથી નીરજરેછે, આંખે દેખુ હુંતો ઓછુ રે—ગઢ૦ ૪
વવરૂં વડેછે પીટયો મરતો નથી દોશલો, મરેતો ઘર થાય ચોખુ રે-ગઢ૦ ૫
વલભ કહેછે મોત આવ્યું હવે ઢુકડું, પ્રભુનું નામ નિત લેતુ રે-ગઢ૦ ૬

૭૨

ભજન-રાગ-એજ.

ગઢપણમાં ગોવિંદ ગાશું ગુરૂરાજ, ગઢપણમાં ગોવીંદ ગાશું;
હાલ કામમાં નથી નવરા તું—ગુરૂ૦ ૧
હાંરે સાઠ લાખની મુડીને શું કરીએ, કરોડ લાખ ત્રીજોરીમાં ભરીએ;
હાંરે પછી ભકિત તમારી કરીએ—ગુરૂ૦ ૨
હાંરે અમે બાંધશું બારશો માળા, પછે થાશું હજાર મીલવાલા;
પછે સુખેથી ફેરશું માલા—ગુરૂ૦ ૩
હાંરે સાઠ વરશની ઉમર થઇ મારી, હાંરે મારે પરણુવી છે નૌતમ નારી;
હાંરે તેમાં ભકિત શું કરીએ તમારી—ગુરૂ૦ ૪
હાંરે એના છોકરાનાં છોકરા થાશે, તે તોખોરામા બેસીને રમશે;
હાંરે પછી ધીલને શાંતી વરશે—ગુરૂ૦ ૫
હાંરે રાંડ કર્મે મલી કજીઆરી, હાંરે નીત કારજા ફોળેછે ભમરાળી;
હાંરે તેતો આંખુમાં ન આવે તમારી-ગુરૂ૦ ૬
હાંરે અમે અમેરીકા આફ્રીકા જાશું, આસ્ટેલીઆનું સોનું સંગ્રહશું;
હાંરે પછી ભકિત તમારી કરશું—ગુરૂ૦ ૭
મોટો દીકરો વિલાત ગયો છે, નાનુ દીકરો જુગારી થયો છે;
હાંરે એવો ધમશડ મોટો મચ્યો છે-ગુરૂ૦ ૮
હાંરે એમ કરતાં તે મરકી આવી, મરકી આવીને શેઠ ગયાં ચાલી;
હાંરે અને પાછડ તે રૂવે બાઈ—ગુરૂ૦ ૯
હાંરે ગુરૂ કહે મુરખ મનમારૂં, એમા નથી ઉગરવાનું બારૂં-ગુરૂ૦ ૧૦

૭૩

પદ—( કંથબીન રહેત એકલી મેરી જાન—એ ઢબ. )

અહો મન ભાવ ધરીને ભજરામ, તજ મન મોહમદાદીક કામ—ટેક.
દીલ બીચ દેખો દેવ હૈં, સબ દેવનકો દેવ;
દર્શન કરો નર પ્રેમસેં, ગુરૂમુખ પાવો ભેદ—અહો૦ ૧
આશપાશ અવીનાશ હૈં, પુરણ સ્વયં પ્રકાશ;
દીલ દરીઆમેં ખોજકે, તજના દેહ અધ્યાસ—અહો૦ ૨
ડોલત દશરથ પારને, બોલત ઘટઘટ રામ;
સકલ પસારા તાંહીંકા, સબસેં ન્યારો જાન—અહો૦ ૩
ગર્વ કીયેં દુઃખ ઉપજે, ગર્વ કીએ સુખ જાય;
ગર્વ કીએ કોપત હરી, ગર્વ પાપ ઉપાય—અહો૦ ૪
જેષ્ટારામ રટો હરી, મીટે જન્મકો ત્રાશ;
મોહ મીટે માયા મીટે, પુરણ હોવત આશ—અહો૦ ૫

૭૪

પદ—( જનન કીયો સતસંગ—એ રાગ. )

સજ્જ બીના ગમ પાવત નાંહીં, કબ હુંનકો નરનાર;
જલત સદા દુઃખ દાવાનલમેં ( ૨ ) વાંકો ન પાવત પાર—સ૦—ટેક.
કામ ક્રોધ મદ લોભ વિષયમેં, ભ્રમત સદાયે ગમારરે;
અબહું ન ચેત્યો ઘેન ગર્વમેં ( ૨ ) જાવત આયુ સંભારરે—સ૦
ધર્મ કર્મકી બાત ન રૂચે, કરત ગોગુનમેં પ્યારે;
પુન પુન ચક્ર ચોરાશી પાવત ( ૨ ) વાકો ન કરત વિચારરે—સ૦
નિજમન માન્યા કામ કરત નિત, નિંદ્રા મૈથુન આહારરે;
યે ગુનમેં પશુ અધીક હયે ( ૨ ) શોન મનુષ્ય અધિકારરે—સ૦
શીળ સંતોષ સદા સુખદાઇ, વાંકો ગ્રહુ તત્કાળરે;
જીનમેં તુજકો લાભ મીલેંગો ( ૨ ) ટળત કષ્ટ જંજાળરે—સ૦
ગુરૂ જ્ઞાનાનંદ સેવક જેષ્ટારામ જ્ઞાન વિચારરે;
ધન દોલત કચ્છુ કામ ન આવે ( ૨ ) બીન જાને સુખકારરે—સ૦

૭૫

રાગ—એજ.

ગીરીવર સુંદરશ્યામ સ્વરૂપ પદ પાવત સંત સુજાનરે;
ઉન સંતનકો સંગ કરો જન ( ૨ ) પાવત અમૃત જ્ઞાનરે—ટેક.
જીન જ્ઞાને તુજ કષ્ટ વિનાશે, મીલત અભય નીજ ધામરે;
જન્મ મરણ ત્રાશ છોડાવત ( ૨ ) કરહીં અપનેહીકે સમાનરે ગી૦
સંત બડે સુખકાર જગતમેં, વિષમેં અમૃત માનરે;
શ્યામ ભુજંગ વીકાર જગતસુખ ( ૨ ) કર અમૃત સુખપાનરે—ગી૦
જીવ શીવમેં કુછું ભેદ ન માનો, ભૂષણ હેમ સમાનરે;
જેસે નવસ્ત્ર ભીન તંતુંસે ( ૨ ) તેસે શીવ જીવ જાનરે—ગી૦
વામે દ્વેશ કરે મન કીસસે, સબ ઘટ એક પીછાનરે;
બીન જ્ઞાન ન પાવત કુંચીકા ( ૨ ) બતાવત સદગુરૂ શાનરે—ગી૦
જ્ઞાનાનંદ ગુરૂકે પદ સેવન વંદત જેષ્ટારામરે;
જલસ્થલ શ્યામ સમાન્ય રૂપ હુયેં, ધરમન ઉન્હો ધ્યાનરે—ગી૦

૭૬

રાગ—એજ.

કર્મકો પાત્ર અંકાર સમજ મન, કર્મકો પાત્ર અહંકારરે;
બીન બીચારતેં સીદ ભયો હૈં ( ૨ ) જેસે સબ સંસારરે—ટેક.
ગુરૂબોધ વિચાર કરત, તબ ભાસત બ્રહ્માકારરે;
મેલેશ ન રેહેવે ( ૨ ) ટલત ભ્રમન તત્કાળરે—કર્મ૦ ૧
પુન પુન હેતુ જન્મ મરણકો, અહંપદ હુયે નીરધારરે;
વાંકો તજદે તુચ્છ કરકે મન ( ૨ ) તો પાવે સુખસારરે—કર્મ૦ ૨
નિજપદકો અહંકાર દબાવત, સ્વાધીન બુધીનારરે;
રાણીસંગ રમત હય યારી ( ૨ ) રાયકો દીનો વિકારરે—કર્મ૦ ૩
રાજકાજ અહંકાર ચલાવત, કરત કર્મ દુઃખકારરે;
વાકો ફલ દુઃખ ભુપત પાવે ( ૨ ) લક્ષ ચોરાશી ભારરે—કર્મ૦ ૪
અબહું ન ચેત્યો ઘેન ગર્વમેં, ભુલગયોની દ્વારરે;
જેષ્ટારામ તું ચેત સબેરો ( ૨ ) અબહું પ્રાંત સંભારરે—કર્મ૦ ૫

૭૭

# બારમાશી.

( સાસરીએ પધારો મારી કુંચરી–એ ઢબ. )

શોધે સતી પતીને ધરી પુરણ પ્રીતરડીરે, અહી જ્ઞાંન દીવો કરમાયજો;
દેહપુરે બહુ શોધ ચલાવી નાથનીરે, બહુ શોક કરે પસ્તાયજો–શોધે૦
કારતકમાં કરણી કરતી સતસંગનીરે, વલી વિધવિધ કરતી વિચારજો;
શાસ્ત્રવચન વનીતા ઉરમાં નિરધારતીરે, પતીને મલવાનો પ્રચારજો–શો૦ ૧
માગસરમાસે મહાગુણવાન કર્મ શુભ આચરીરે, નહીં ફલતણી ઉર આશજો;
નહીં લોપ કરે કદી શાસ્ત્ર તણી મરયાદનીરે, કરતી શાસ્ત્રનેજ તપાસજો. ૨
શોધે પોશે પંચતણો પરીવાર નીહાળે નેહથીરે, કરી પંચીકરણ વિચારજો;
ભમે બહાર દશોદશ તીર્થ તણાં તટ ઉપરેરે, નહી નીરખ્યો ભરથારજો. ૩
માહામાસે મહા વ્રતધારી ભમે વનમાનનીરે, કરતી ચાંદ્રાણ ઉપવાસજો;
કેમ મળે પતીઆશ ધરે ઉર સુંદરીરે, કયારે પુરણ થશે આશજો–શો૦ ૪
ફાગણમાસ જશે કેમ કંથવિના નવ યૌવનેરે, ખેલું હોળીહું કેની સંગાથજો;
કયાંરે જઇ રહું કેયારે મળે મમ કંથડોરે, છતે નાથ થઇ હું અનાથજો. ૫
ચૈત્રે ચંચલનારી ચિત ચપળ ચિંતાકરેરે, પુજ્યા બ્રહ્મા વિષ્ણુ મહેશજો;
મેળવજો મમનાથ પ્રભુ નિજદાસીનેરે, ટાલો કંથ વિયોગનો કલેશજો. ૬
વૈશાખે વનીતાબહુ વ્યાકુલ થઈ શુદ્ધ વિસારીરે, સતી પીઉપીઉ કરતી પુકારજો
એકલડી વનછોડી અહો મમનાથજીરે, પ્યારા પ્રાણ તણા આધારજો–શો૦ ૭
જેઠે જાણી જગતને અસાર વનીતા વેગમાંરે, ધરતી હૈડામાં વૈરાગ્યજો;
સર્વ તજી પ્રપંચે અમૃત ગુરૂ વાકયનોરે, પીએ પ્રીત ધરીને અથાગજો. ૮
આશાડે અલબેલીનાર ભરી અહંકારનીરે, તજી તર્ત ધીકારી નારજો;
પ્રેમ પટોરો ધરી અંગ ચીતે બહુ ચાહતારે, કયારે મારો મળે ભરથારજો. ૯
શ્રાવણ માશે શંકરને આરાધતીરે, પુરો આશ ઉમા ત્રીપુરારજો;
હવે બહુશ્રમ પામી પતી શોધમાંરે, હરે શીવ પડો મમવારજો–શોધે૦ ૧૦
ભાદરવે ભલી પ્રીતથી શંકર ઉચારેરે, વેદશાસ્ત્ર પુરાણે સમાચારજો;
તત્વ ગુરૂમુખથી સમજાય સંદેશો કંથનોરે, ભાવે શોધ કરીને વિચારજો. ૧૧
આશુએ આવ્યાં ગુરૂ ભાવતાંરે, દ્રષ્ટીએ દેખાડયાં કંથનો પંથજો;
કામની કંથ જોવા ચાલતાં વેગમાંરે, ઘુટી ચિદ્દજડની ગાઠજો–શોધે૦ ૧૨

અધીકમાસે અબડાનીજ કંથની કાયમાંરે, ગઇ તે તર્ત સમાઈ નીરધારજો;
સાગર પડતા જેમ નીમક પાણીરૂપ થાયછેરે, તેમ થઈ પતીરૂપ બુધીનારજો.
જ્ઞાનહેમારે મનગળીને થયો શુદ્ધ જેહનોરે, તેની બુધી બ્રહ્મમય થાયજો;
મનડો દ્રઢ અભ્યાસને વૈરાગથીરે, જેષ્ટારામએ તર્ત જીતાયજો–શોધે૦ ૧૪

૭૮

# રામવિવાહ.

( નાથ કૈસે ગજકો બંધ છોડાયો. )

જનકપુરમેં ઘરઘર હોત બધાઈ, જાહીં પરનત સીયા રઘુરાઈ–ટેક.
માત કૌસલયા કેકૈ સુમિત્રા, મંગલ હસહસ ગાઇ;
નૃપ દશરથ ઉર આનંદ ઉપનો દેખ રહ્યો હરખાઇ—જ૦ ૧
મંગલ પ્રથમેં સુદાન કંચનકો, દેત જનક સુખપાઇ;
દ્વિતિએ મંગલક્ષિતિ દાનસો દેવત, ત્રતીયે તુરંગ ગજગાઈ–જ૦ ૨
ચતુર્થ મંગલ સુકન્યા.દાન દીનો જનકકી પુણ્ય બડાઈ;
ચારૂ કુમાર જનકગ્રહ પરને, ધન દશરથકી કમાઈ—જ૦ ૩
વીવાહ શુન પશુપક્ષી આનંદમય જલથલ શાંતી સવાઇ;
ધન્ય જનૈયા ભડો ભાગતાંકો રામસેં પ્રીત લગાઈ–જ૦ ૪
જેષ્ટારામ રઘુપતિ પરને તેં કર્યાં મોજ ગમાઇ;
રામ લગનકો ન લોચન નીરખ્યો તાંહીંતે આંખ ન પાઈ—જ૦ ૫

૭૯

# શિવ વિવાહ.

રાગ—એજ.

ચલોરે મન હીમાપુરમેં જાઇએ, દેખી શીવ વીવાહ સુખપાઇએ–ટેક.
હીમાપુરમેં પરને શીવજી પારવતીવર પ્યારો;
જોડી બની હેં ઉમા શીવકી, તાંકો સુખ હય ન્યારો–ચલો૦ ૧
સતી પારતી બાલાવયકી, વૃદ્ધ ભયા શીવ ભોલા;
પારવતી કર કંકણ શોહીએં, શંકરકે કર ગોલા–ચલો૦ ૨
પારવતીકો કંથ બડો હૈં, ઉમાજી હૈં કુમારી;
બડાબડાઈ કબહુ ન ચુકે, પારવતી વૃતધારી—ચલો૦ ૩

બ્રહ્મા વિષ્ણુ જાન જોરકે, આયે સંગલે નારી;
જય જયકાર શબ્દ હોત હુય, પુષ્પકી વૃષ્ટી ભારી—ચલો૦ ૪
જેષ્ટારામ ઉમ્માવર મિલે મોક્ષકી બારી;
ભવો ભવ શંકર વશે ઉરમાંહી, દેત ચોર્યાશી ટારી—ચલો૦ ૫

દોહરો.

વિવાહ શંકર કોશહી, દેખો જન ચિતચાહી;
બ્રહ્મવિદ્યા અરૂજ્ઞાન મિલ, વિવાહ શાંતી ઉપાઈ.

૮૦

# શ્રી હરીહરની પ્રાર્થના.

મમ સંકટ શંકર સર્વ હરો ( ૨ ) મમ અંતર તમ હરી દુર કરો (૨)—ટેક.
ઉમારમણ કરૂણા અયન નીલકંઠ ત્રીપુરાર,
રમારમણ સાગર સયન શ્યામ શરીર મુરાર—મમ૦ ૧
શૂલધારી ત્રીનયન શિવ, ભાલ શશિ શિર ગંગ;
ચક્ર સુદર્શન કરધરા, જગતપાલન વેદંગ—મમ૦ ૨
આષુતોષ આનંદઘન, કંઠ ફણિધર હાર;
ભકતાધિન હરિ જ્ઞાનઘન શર્ણાગત હીતકાર—મમ૦ ૩
હરહરી ઉર ધરઅજે, મમ શમદમ કીયો મમતાત;
સંધારક જગપાલકદ્વય, હરહરી ભય ઉતપાત—મમ૦ ૪
કૃષ્ણરામ જેષ્ટા હૃદય, નિશીદીન રહ્યા છપાઈ;
શિવ વિષ્ણુ અઘહારી, મમ પ્રજ્ઞા રહી હરખાઈ—મમ૦ ૫

૮૧

રાગ—એજ.

ગુરૂ બીન કોન છોડાવત ફાંસી, દુઃખ દાયક લક્ષ ચોરાશી—ટેક.
માત ઉદર સ્થલ નર્કકી ભારી, વાકો ભયો મેં નીવાસી—ગુરૂ૦ ૧
અબ કીરપા ગુરૂદેવહી કીજે, ભેટન શ્રી અવીનાશી;
મોક્ષકે મારગ ચલનકે કારન, બહુત ભયો મેં પ્યાશી—ગુરૂ૦ ૨
જેસે યાજ્ઞવલકય મિલકે, ટાલી જનકકી પ્યાસી;
રાજયરૂ ભોગમેં ધાગ ન લાગો સેહેજે ભયો મોક્ષવાસી—ગુરૂ૦ ૩
વેદશાસ્ત્રકે વાકય નીમીત, સિંહદ્વય કરત ઉજાશી;
ધન્ય સોજન ગુરૂશરને ભયે, દુટન ચક ચોરાશી—ગુરૂ૦ ૪

જ્ઞાનાનંદ ગુરૂ મમ પ્યારે, અંતર દીજે પ્રકાશી.
વંદત જેષ્ટારામ નામી શીર, કષ્ટ હરો અવિનાશી—ગુરૂ૦ ૫

૮૨

પદ. ( સુનો હનુમાન ભુજન મેરી તુટી—એ રાગ. )

બંસુરી સુની મોહી બ્રજકી લુગાઈ, બંસુરી—ટેક.
બંસુરી સુમોહી બ્રજકી લુગાઇ ઘરઘર કામ ચુકાઈ ( રામજી )
ફિરે બાવરી ભાન ભુલકે ઐસે મગનમન પ્રીત બઢાઇ—બં૦ ૧
વંદાવનમેં રાસ રચ્યો હયેં, આનંદઘન ચતુરાઈ;
સર્વ ગોપીયાં દોડદોડકે ( ૨ ) કૃષ્ણ સમીપે ચલચલ આઈ—બં૦ ૨
સહસ્ત્ર ગોપીમેં એક યદુવર, સબ મનમેં અકુલાઈ;
તબ હરીને અચરજ ઉપજાયો (૨) એકેકી સંગ અપની છબી પ્રગટાઈ—બં૦
દેખ દેવ સબ અચરજ પાયે, લીલા બર્ની ન જાઈ;
જેષ્ટારામ દેવકો દુર્લભ (૨) એસો સમય સબી બ્રજનાર પાઈ—બં૦ ૪

૮૩

રાગ—એજ.

વામન દ્વિજ હરિરૂપ બનાયો ( ૨ )—ટેક.
વામન દ્વિજ હરિરૂપ બનાયો, બળીછલ કારણ આયે;
તીનપદ ભૂ હરી યાચન લાગે, બળી દાનદીજે ઐસે બચન સુનાયો વા૦ ૧
સુન બળીદાન દેનકે કારન, જારી ઉદક ભરલાયો;
દેન ભયે ઉદક બલીકરમેં (૨) શુક્રે કપટ એસો બલીકો જનાયો—વા૦ ૨
તાંકે એન નવલી ઉરધારે, પાણી હસ્ત ધરાયો;
ગુરૂમત્સર બની જારીમે પેઠો, તાહીતેં નાર નીકસેં કોન પાયે—વા૦ ૩
તબ વામન કર દર્ભ સળીધર, જારી ભીત્ર પઠાયો;
તાંતે નેન શુક્રકો પુટો ( ૨ ) તબ હોઇ કાનો મૃત બહુત સુચાયો—વા૦ ૪
ચાંપ પાતલ બલી પ્રભુચરને, નૃપ પાતાલ બનાયો;
જેષ્ટારામ દ્વાર હરી બળકે, બચન દેહીકે દ્વારે ચોકીકો બજાયો—વા૦ ૫

૮૪

રાગ—એજ.

ગજ લીનો તાર હરીને છુડમારી, ગજ ( ૨ )—ટેક.
ગજ લીનો તાર હરી છુડમારી, છાડ ગરૂડ ગીરધારી;
ગજ આયો પાણી પીવનકો (૨) સલીતાપયોં સો જલપીન—ગજ૦ ૧
તામેં ગજપદ ગ્રહ્યો ગ્રુડને ખેંચ ગયો દુરભારી;
ગ્રુંઢરહી જબ તલભર જલપર (૨) તબ હરી નામકી દ્વનિરે ઉચારી—ગ૦ ૨
હરી નારાયણ વાસુદેવ મમ સહાય કરો ગીરધારી;
ગ્રુડ કષ્ટસેં મોહે છુડાવો (૨) શરણ ચરન આયો તુમસે મુરારી—ગજ૦ ૩
ગરૂડારૂઢ લક્ષ્મીવર આયે, છાંડ ગરૂડકી સ્વારી;
ધરકર ચક્ર સુદરશન માર્યો (૨) ગ્રુડવો ભયંકર અતિભારી—ગજ૦ ૪
આપનો જાન ડુબત ગજ તાર્યો, આપહીં નાથ પધાર્યોં;
તાકો સુનન બિસ્તાર ચહેસો પઢો શ્રીભાગ્વદ નરનારી—ગજ૦ ૫
ભકતાધિન ભુધર સુખદાયક શર્ણાગત હિતકારી;
જેષ્ટારામ દામ યેહી મોરી (૨) વાસ કરો ઉર અહંપદ ટારી—ગજ૦ ૬

૮૫

રાગ—એજ.

ભય નરસિંહ પ્રભુજી સ્થંભ ફારી, ભય ( ૨ )—ટેક.
ભય નરસિંહ પ્રભુ સ્થંભ ફારી, ભકત ઉગારલીઓરી;
રૂપ ભયંકરકો પ્રગટાયો (૨) નખસેં અસુર હીણ્યાં કંશકો હન્યોરી—ભય૦ ૧
દાશ પ્રલાદ ઉચ્છંગ લીયો હેં, ક્રોધ બહુત ચલ્યોરી;
તાંકો ક્રોધ પ્રલય અગ્નિસમ (૨) સોહી ક્રોધ દાશ પ્રલાદને હર્યોરી—ભ૦ ૨
સુર વિમાન બૈઠકે દેખે જયજ્યકાર ભયોરી;
પુષ્પવૃષ્ટિ સુર કરત ભકતપર ( ૨ ) ધન્ય પ્રલાદ વશ હરીકો કર્યોરી—ભ૦ ૩
નાગ પ્રલાદ કહે કરૂણાલય, દ્યોમે ચિત ચહયોરી;
કહે પ્રલાદ તવ ભકિત ત્યાગી (૨) ઔર ન સુખમોહે મનમેં ગ્રહયોરી—ભ૦
કહ્યુ એક માગ ભકત વર મોસે, બહુત પ્રસન હોયોરી,
કહે પ્રલાદ પ્રસનમોએ હોઉ (૨) તબ તાતજીકોં મોહે મોક્ષ દિયોરી—ભ૦ ૫
કહેં નાથ સબહીં તુજ કુલસો મોક્ષ લહયોરી;
કયોં બેટા ગભરાત હૃદયમેં (૨) ધન્ય યે કુલ તેરો જન્મ ભયોરી—ભ૦ ૬
કહે પ્રલાદ સુનીએ ઉર ચક્ષુ, યાચુ ભકિત મેં તારી;
જેષ્ટારામ શામ શુન બેનાં ( ૨ ) હુઇકે મગન દુઃખ ભવકો હરોરી—ભ૦ ૭

૮૬

# દોહરા.

ખર સાકર પ્રીતી નહી જેસેં ગરૂડ ભુજંગ;
પાવક પાણી પ્રીતસમ, નીત્ય પ્રેમે સતસંગ. ૧
નરબર સતસંગત બીના, જેસેં જળ બીન ખેત;
ચર્ણુ બીના ગીરીવર ચઢે, સ્વજન બીના કયેં હેત. ૨
તરૂવર સરોવર તીરપે વામે અમૃત ફળ થાર;
સતસંગ વ્રત હીનતા, ચોથોપર ઉપકાર. ૩
કયું ભ્રમતે મન ઔગુને, કયું બીસરે હરનામ;
હરબીન સુખ પાવત નહીં, વંદત જેષ્ટારામ. ૪
અહંપદ જબલગ ના ગયે, તબલગ પુરણધામ;
પાવન ભડો કઠીન હુયે, વંદત જેષ્ટારામ. ૫
કર્મપાત્ર અહંકાર હુયે, જન્મબીજ વીપરીત;
સો ગુરૂબીન ટુટત નહી, તા ચહો ગુરૂપ્રીત. ૬
નાવ વીના સાગર તરે, ક્ષત્રી બીન સંગ્રામ;
જેસે દીન સુરજ બીના, તેસે ગુરૂ બીન જ્ઞાન. ૭
માયા માયા કયા કહો, કયેં કલીયુગકો વાંક;
અપનો મન આધીન નહી, વામે ઉલટો આંક. ૮
મનસે માયા મોહમદ, મનસે ભય સંસાર;
જેષ્ટા મન નીજવશ રહે, મીટત જગત વીકાર. ૯
શત્ય પ્રીત સત્સંગમેં, જગત પ્રીત ઉપરામ;
જેષ્ટા બાધ કરત નહીં, મોહ લોભ અભીમાન. ૧૦
ગીતા શ્લોક સદા પઢે વાંકો કરે વિચાર;
જેષ્ટા પામે પરમપદ મોક્ષનકો અધિકાર. ૧૧
અજ્ઞાની જન મોહીકે કરત ભટે કલ્પાંત;
જેષ્ટા જ્ઞાની સંતજન, દેવ નિજ સુખશાંત. ૧૨
શસ્ત્રનસેં છેદાય નહીં, પાવકસે ન જલાય;
જેષ્ટા જલ ભીળત નહીં, શમીર શોરયાને જાય. ૧૩

બ્રહ્મા વિષ્ણુ મહેશકો માનત ભીન ચીતમાંહી;
જેષ્ટા વાંકો માનલે પામશ્તા સુખ નાંહી. ૧૪
આગ લગે જબ ઘરવિષે, તબહીં કુપ ખોદાય;
જેષ્ટા સોમાનો વૃથા ચલનેકા જલજાય. ૧૫
જેષ્ટા જન્મારો વ્રથા બીના સંતકે સંગ;
જેસે મેલે વસ્રકોં કબહું ન લાગતરંગ. ૧૬
જેષ્ટા યોબન ચારદીન વામે લીજે લાવ;
ભવતારન સતસંગ હૈં, લીજે વાંકો નાવ. ૧૭
દેહા ધ્યાસ અહુંપદ તજી, ધરો સંતસેં પ્યાર;
જેષ્ટા જબલગ પ્રાણુહય, કરલે પરોપકાર. ૧૮
જેષ્ટા જોગ ભલો ભલો ભયો, તાવ સીંધુકે તીર;
બાહીર આનો યત્નસેં હીમતધારો વીર. ૧૯
જેષ્ટાજીતેં જનસેં કરત સદા સતસંગ:
શ્રવણ મનન નિજ ધ્યાનસેં હોત અવિદ્યા ભંગ. ૨૦
જેષ્ટા આત્મજ્ઞાનવિણુ ધીક ટોપી ધીક તાજ:
જેસે નારી નાકવિણુ, જયોં સજન વિનલાજ. ૨૧
શ્રેષ્ટ સબહીં તેમનુ જતન વાંકો શુભ અધિકાર;
ધર્મ મોક્ષ અરૂ કામના અર્થ પદારથ ચાર. ૨૨
જેષ્ટા ગ્રહે તત્કાલ તું પુરૂષાર્થ શુભ ચાર;
વામે ઉત્તમ લાભ હુયેં બંધ છોડાવન હાર. ૨૩
શ્રવણુ વાકય વેદાંતકે કરલે હોન પ્રકાર;
જેષ્ટા અંગી અંગસેં ગ્રહે સ્વરૂપ વિચાર. ૨૪
ભયાનક તબલગે જબલગ તન અહંકાર;
જેષ્ટા જો અહંપદ ટળે, કાલન્કો કયોં ભાર. ૨૫
જેષ્ટા જાનો કર્મ ભય સ્થુલ લીંગકે સાથ;
જીવ જહાં લોલુપ્ત હુયે, તહાંતક કર્મ સંગાથ. ૨૬
માયાકો ભય તબતક લગે જબલગ હુય અજ્ઞાન;
જેષ્ટા સોજ્ઞાને ટળે ગ્રહે ગુરૂકી સાન. ૨૭

જેષ્ટા જાનો ઈશ ભય જબલગ દ્વૈતા ભાવ;
જીવશીવ શો એક હુયેં જ્ઞાન ગુરૂસે પાવ. ૨૮
જેષ્ટા જાનો વેદ ભય વર્ણાશ્રમ અભીમાન;
મિટતસો વૈરાગ્યસેં મિલે સ્વરૂપ પિછાન. ૨૯
જેષ્ટા તહાંલગ દેવભય, જહાંલગ જગમે પ્યાર;
ટળે આશ જો જગતકી દેવનકો કયોં ભાર. ૩૦
ભય લોકનકો તબલબે જબલગ હુય નીજદોશ;
જેષ્ટા સોજ્ઞાને ટળે મીલે પરમ સંતોષ. ૩૧
જાનો જેષ્ટા કર્મફલ હોવત તીન પ્રકાર;
જાતીભોગ આયુષ્ય સોપાવત સબ સંસાર. ૩૨
પંચકર્મ ઇંદ્રીય અરૂ પંચમદ્રિયજ્ઞાન;
અંતકરણુ ચાતુરમીલ ચૌદ રત્ન પ્રમાણ. ૩૩
વાંકો લાભ નરદેહમેં જેષ્ટા ઔર ન જાન;
જો તોડન ચહે ચક્રકો કર પરમાર્થ કામ. ૩૪
સ્થીત હુરી હુયે સર્વમેં વાંકે હુય સબતન;
પય ઘૃતવત વ્યાપક સદા, શ્રીધર આનંદઘન. ૩૫
સબકો જાનનહાર હુયેં તાકો જાને ન કોય;
સતા દાતા સર્વકો જેષ્ટા જાનો શોયે. ૩૬
સમદમ શ્રદ્ધા તીસરી, સમાધાન ઉપરામ;
છઠી તિતિક્ષા જાણીયે ભીન ભીનયા નામ. ૩૭
પ્રથમ પ્રત્યક્ષ પીછાનીયેં દુજો હુય અનુમાન;
શબ્દ પ્રમાન બિચારકે, જાન ચતુર્થ ઉપમાન. ૩૮
અર્થાપતિ પંચમો ઉપલબ્ધિ ષટજાન;
જેષ્ટારામ વિચારકર,, યાતે ઉપજત જ્ઞાન. ૩૯
ઉર્ધ્વગતી સાત્વિકકી, મધ્યમ રાજસમાન;
અધતામસ ગતી જાત હે, ત્રીગુણ રહીત વિજ્ઞાન. ૪૦

---

૮૭

# શ્રી સત્યનારાયણુનો થાળ.

રાગ–ધનાશ્રી.

સત્યનારાયણુ દેવ દયાલ, પ્રભુ સત્યનારાયણુ દેવ;
દુધનો કંસાર કર્યો તમ માટે આરોગો સત્યદેવ—દયાળુ૦
સ્વાદીષ્ટ સુંદર મેવા સુધાર્યો વ્હાલ ધરીને વિવેક—દયાળુ૦
મંડપ રચ્યો સુશોભિત સારો, પુષ્પ સુગંધી મેળ–દયાળુ૦
કલીયુગે તમો સત્ય કહેવાણા, કરોછો કુશળ ક્ષેમ–દયાળુ૦
ભકતાધીન પ્રભુ આપ કહેવાણાં, ભકતો કરે નિત્ય સેવ–દયાળુ૦
દયાદાસની એવી વિનતિ, વૃત કહેલુ બહુ સહેલ–દયાળુ૦

૮૮

# થાળ.

દશરથ સુત રઘુરાઈ, જમે પ્રભુ દશરથ સુતરાઈરે;
નાકોરે ચરણુકમલ ધોવરાવું, જલ જારી ભરીલાવું–દશરથ૦ ૧
દુધ દહી ઓર ઘ્રુત મધ શાકર, અમૃત પંચ બનાઈ;
ન્હ્યોજી રામા ન્હ્યોજી રામા, સુંદર જલ સુખદાઈ—દશરથ૦ ૨
પાટ પીતાંબર વસ્ત્ર પેશવું, પુષ્પકી માલ બનાઈરે;
ન્હ્યોજી રામા ન્હ્યોજી રામા, ચંદન દેહ લગાઈરે—દશરથ૦ ૩
સર્વ વૃક્ષ રશરૂપ બનાઈ, અગર અગ્નિ જલાઈરે;
ન્હ્યોજી રામા ન્હ્યોજી રામા, સુંદર દીપ જલાઈરે—દશરથ૦ ૪
શેવ ગાંઠીઆ ઓર જલેબી, ઘેવર પુડી બનાઈરે;
ન્હ્યોજી રામા ન્હ્યોજી રામા, શ્રીખંડ ઓર મલાઈરે—દશરથ૦ ૫
આંબુ લીંબુ કેરી કવરીઆં, ઘરમર અતી સુખદાઈરે;
ન્હ્યોજી રામા ન્હ્યોજી રામા, ગંગાજલ સુખદાઈરે—દશરથ૦ ૬
ચુના કાથા લવીંગ સોપારી, પાન એલચી સારીરે;
ન્હ્યોજી રામા ન્હ્યોજી રામા, કાંથેકી ગોરી બનાઈરે–દશરથ૦ ૭
દયારામ કરજોડી કહતે, મસતક ચરણુ નમાઈરે;
હે પ્રભુ હે પ્રભુ દીન દયાળુ, અહો નિશદીન ગુણુ ગાઈરે–દશ૦ ૮

૮૯

## થાળ.

મારી પ્રેમ ભાવની છે થારી, મારા પ્રેમપ્રીતની છે થારી;
અંગીકાર કરો ગીરધારી, ખીર પેંડાતે ખુબ બન્યાહે;
હાંરે માહે શ્રીફલનીછેરે ચારી, હાંરે માહે શ્રીફલનીછે ચારી—અં૦ ૧
આખડ ખાજામાહે સાકર સારી, હાંરે માહે સોફ અંજીર સુંગંધી—અં૦ ૨
તુલશીપત્રની થાપઈ છે થારી, હાંરે મુખવાશ્યા તે પાન સોપારી—અં૦ ૩
ભાવની થારી લેજો ચીતચારી, હાંરે દયારામ કહે વિનતી અમારી—અં૦ ૪

---

૯૦

## પુરૂષોત્તમ માસમાં--કચ્છી--સારસ્વતો ત્થા લુવાણા વર્ગની સ્રીમંડળ તરફથી નદીકીનારે ગાવાતું કચ્છી સ્તોત્ર.

શંખવજે નારાયણ દેવ, હરહર આવા ગમણ કરે. ૧
જેણે ટુડેનાઇએ નંદ, ગોકલ ગામ વસે આનંદ. ૨
ભાવે દશરથ જે નારાયણ, જેજેકાર કરે જગન્નાથ. ૩
મચડે ઉઅડા પાંડવ ચાર, ચારવેદ ચાર હોય વણુરાય. ૪
અઠયાશી વણુનાઈ સ્નાન, નવે ઘડે ગંગાજલ ભર્યો. ૫
અરઘદીઓ તમે કેશવરાય, સુરજ પુરજ પુરણી આય. ૬
ગંગા જમનાં નાઇએ સ્નાન, એકલડી દયાદેવ કરીશા. ૭
અંતકાલે હરી સભાદશા, હરજલ હરભણીને ઉઠયાં. ૮
જાઈવેણીએ સુતાં, લાખીએ લોએ પાંડવા. ૯
મામન ઘડજે કનસુણજે વાણીઆ, જેત્રાંમણુ ગડેઆં. ૧૦

સેંપણુરાએ સંચર્યો, જે ત્રીભુવન ઘડયો. ૧૧
નાએઓ ધોઓ પુજેડે મા, એવો લાગો આડતીઓ. ૧૨
છુટો પાપી ચડયો ભેખણુ, આએડોમાં જતી સતી. ૧૩
ઉઠો લોકા ધર્મ કરો, બ્રાહ્મણુ જમાડો. ૧૪
આચડે મને ઓડખ્યા, મા સ્વર્ગાપુરીમાં વશે પાંડવ. ૧૫
બાલરે જોબન ધર્મ ખેંચ્યો, તેં મુરખ તેનભવન ખેંચ્યો. ૧૬
આલર માલર કેઆકરેશો, જંધર મુરાકરી ભોજનદશો. ૧૭
વાંકલ ચડી પશ ભરેશાં, ચાર કોઠા ચાર ધોવાર. ૧૮
વણુ કુંજીએ ઉઘાડીઆં બાર, દરશન કરીઆં શામ ધોવાર. ૧૯
શામલ સુતી કતીઉંથે, અરથદે ભંડારે બેઠે. ૨૦
નાઈઆંનો નોરાતા નાઈઆં, બારોએ માશ. ૨૧
નરનાઈઆ તેરો વરનાઈઆં, સભના ઉત્તમ કતીનાઈઆં. ૨૨
કતી ઉત્તમ પુરૂષોત્તમ નાઈઆં, પુરૂષોત્તમ નાઈઆ દીઆં અન્ન. ૨૩
પુત્ર લક્ષ્મીજ જોધન.

---

૯૧

## ઢાળ.

શૌમલી આવો સુંદરી, આપણે ગાઈએ મંગલચારરે;
કરૂં કૃષ્ણુજીની આરતી, મારે જીવનનું આધારરે.
રણુછોડ રાએની આરતી, રઘુનાથજીની આરતી;
આરતી કરોને જશોદા માત, અગર દેલાવો શ્રીનાથજીની આરતી.
સોનાપાશા શોગઠાને રૂપાના બાજેઠરે;
ઢારે રાણી રાધીકા જીતે જાદવરાય–રણુછોડરાય.
ડાબે કોરે કેવડો ચમ ઘડયો જીવણ શલાટરે;
ઘડે કૃષ્ણુજીની પાલખી રાધાનું નવશરો હારે–રણુછોડ.

કાને કુંડલ જગમગે રામદલ તુળશીનો હારરે;
એશો ઠાકર સેવીએ જેણે રાખ્યો પ્રભુ પ્રલાદરે—રણછોડ.
મનકારે મનકા મનકારે મેવા, મૈડાવલોવે માત જશોદ્દા;
મૈડાવલોવે ને માખણ મેળે, માખણ ખાએ શ્રીનંદ ગોવડીઓ.
મન કેરી માટીને તન કેશ નેતરા;
ઉસરે માટીમે માખણીઆ કેશા.
ભલેરે મલેઆ મેતા નરસીંહના સ્વામી;
સદાએ રંગલી ગોપી આનંદ પામી.
ગંગા કાંઠે ખેતરડારે નમો નારાયણ;
વાવજો જમણે હાથ હરે હરી વાસુદેવા.
આવો બેનો બેસો બેનડીયુરે નમો નારાયણ;
કરીએ કલીયુગડાની વાત હરે હરી વાસુદેવા.
કલીયુગ કડુવો લીમડોરે નમો નારાયણ;
દીઠાં છે સ્વર્ગ ધોવાર, હરે હરી વાસુદેવા.
ધર્મની શેરી સાંકળીરે નમો નારાયણ;
આપોછે ધોવારકાનો સંગ, હરે હરી વાસુદેવા.
ધરમનો છાબડો ઉઘડયોરે નમો નારાયણ;
પાપનો ગયોછે પાતાલ હરે હરી વાસુદેવા.
કૃષ્ણજી બળધીઆ જોડીઆરે નમો નારાયણ;
રાશડી રણછોડજીની હાથ હરે હરી વાસુદેવા.
કૃષ્ણજી કમાડીઆ ઉઘાડેઆરે નમો નારાયણ;
આવ્યાં છે વૈષ્ણવનો સંગ હરે હરી વાસુદેવા.
ગાય સીખે સુણે સાંભળેરે નમો નારાયણ;
તેનો હોય તે વૈકુંઠવાસ હરે હરી વાસુદેવા.

---

* ૯૨ રાગ—ભૈરવી,

મનીષા મનવશ કરીને, કરમાં લે વરમાલ—ટેક.
અન્ન, પ્રાણ, મનકોશ થકી પર, તું સુજથી પરચાલ. ૧
બાહ્ય શૃંગાર ત્યજીને બાળે, આંતર શુદ્ધ વિશાલ. ૨
પદ સંચાર સંભાળી કરજે, ત્યાગી શાલ દુશાલ. ૩
અવસર જાય ન તેની મધુરી, કરજે તું સંભાલ. ૪
ઇષ્ટ મોદ પ્રમોદની માધુરી, વિકસે છે આહ્લાલ. ૫
શીત સમીર સુગન્ધિત સાથે, વિકસે આપ દયાલ. ૬

૯૩ રાગ—એજ,

મનીષા મનવશ કરતું, ત્યાગ આ ક્ષુદ્ર વિચાર—ટેક.
શુદ્ધ શુભ્ર આ તારૂં નિરંજન, રૂપ તે ખાક થનાર. ૧
માંનસ સૈનિક કામાદિક અરિ, નાશક છે સુવિચાર. ૨
કાંત નથી તુજ તાત નથીએ, નથીએ હિત કરનાર. ૩
સંગ થકી ધૃતિ ભંગ કરે પણ, નથી એ નરકે નાર. ૪
મનને દાસ કરી એની સ્વામિની, થાતું મદ હરનાર. ૫
સુંદરી શોળ શૃંગાર સજીનિજ, દર્પણથી તું નિહાર. ૬
રત્ન પ્રસૂતા તું તુજ તાતજે, નિકટ વસે અવિકાર. ૭
દીપક ચિદ્ આભાસ પ્રકાશે, નિરખ તું સર્વાધાર. ૮
દયાળુ તન્મય થઈ ત્યાં કરજે, આતમ તત્ત્વ વિચાર. ૯

૯૪ કવાલી.

અલૌકિક મિષ્ટ સાગરકે, કિનારેપર ખડા હોતા—ટેક.
ઉસી નિઃસીમ સિન્ધુકી, દિવાલે હૈ રચિ અપને;
લગા અબ આપમેં તપને, નિશિદિન મોહમેં સોતા. ૧
તૃષા શાન્તિ કહાં તનમેં, ભરા દુર્ગંધ જલ મનમેં;
પ્રીત નહિ ઔર સાધનમેં, વિકલ ભવપાર નહિ હોતા. ૨
અચલ શ્રદ્ધા નહિ ભકિત, કહાંસે પાય વો મુકિત;
નહિં હૈં કર્મમેં યુકિત, ઉસીસે જન્મકો ખોતા. ૩
છોડ મન બુદ્ધિ લે આગે, ચલો જહાં જ્ઞાનઘન જાગે;
દયાનિધિ સોમરસ આગે, ભરા સિન્ધુ લગા ગોતા. ૪

---

* પંડિત દયારામ ખટાઉ શર્મા મહોપાધ્યાય કૃત.

# આશ્રયદાતાઓની નામની યાદી.

| નકલ. | નામ. |
|---|---|
| ૧ | જોશી પ્રેમજી જેઠા રેશમવાલા. |
| ૧ | કોઠારી ગંગારામ જેઠા. |
| ૧ | ,, કાનજી વેલજી. |
| ૧ | ,, રામજી ટોપણ. |
| ૧ | ઠા. આણંદજી ભાણજી. |
| ૧ | શાસ્ત્રી વેણીશંકર પુરૂષોતમ. |
| ૧ | ,, પ્રેમશંકર મણિશંકર. |
| ૧ | વ્યાસ પ્રેમજી પ્રાગજી ભટ. |
| ૧ | જોશી રણછોડદાસ વિશનજી. |
| ૧ | ઠા. રતનસિંહ પ્રાગજી. |
| ૨ | વૈદ્ય કુબેરજી દામોધર સુકલ, |
| ૧ | ઠા. વેલજી માવજી. |
| ૧ | ,, વીરજી તેજપાર. |
| ૧ | ,, કાનજી માલજી. |
| ૧ | સોની ઠક્લુ ચાપશી. |
| ૧૦ | ઠા. મેગજી પુરૂષોતમ પુંજાણી. |
| ૧ | ઠા. પ્રાગજી પુરૂષોતમ પુંજાણી. |
| ૧ | ,, ખટાઉ શીવજી |
| ૧ | ,, મેગજી ગોકલદાશ |
| ૧ | જોશી ગૌવરીશંકર પ્રસોતમ |
| ૧ | ,, ખટાઉ મોનજી |
| ૧ | ,, જટાશંકર દુંગરસિંહ |
| ૨ | શેઠ વિઠ્ઠલદાશ તુલશીદાશ, |
| ૧ | ,, કેશવજી નથુ સેલર. |
| ૧ | ,, મોનજી સુંદરજી. |
| ૧ | ,, લાલજી દુંગરસિંહ. |
| ૧ | ,, લવજીભાઇ મેગજી. |
| ૧ | ,, વિશનજીભાઈ કરમસિ. |
| ૧ | ,, આણદજી સુંદરજી. |
| ૧ | ,, કાલીદાશ પ્રાગજી. |
| ૧ | ,, પ્રસોત્તમ સુરજી. |

| નકલ. | નામ. |
|---|---|
| ૧ | ,, અરજણ ગોપાલજી. |
| ૧ | ,, રામજીભાઈ જેરામ. |
| ૧ | ,, દુંગરસિંહ નાગજી. |
| ૧ | ,, ધર્મસિંહ ભવાનજી. |
| ૧ | ,, વિરજી પેરાજ. |
| ૧ | ,, કલ્યાણજી સુંદરજી. |
| ૧ | ,, મનજી હીરજી. |
| ૧ | ,, ગોકલદાશ પ્રધાન |
| ૧ | ,, રતનસિંહ ખેરાજ |
| ૧ | ,, માધવજી હરીરામ |
| ૧ | ,, મોતીરામ વાગજી. |
| ૧ | ,, ચના સુરજી. |
| ૧ | ,, કરસનદાસ ધર્મસિંહ |
| ૧ | ,, કાશીદાશ લાડક |
| ૧૫૧ | એક ગ્રહસ્થ લોકમાન્યનાં પુન્યાર્થે. |
| ૧ | જોશી મયાશંકર દુંગરસિંહ |
| ૧ | ,, અરજણ કાનજી. |
| ૧ | ,, રામજી નારાયણજી. |
| ૧ | કોઠારી ચત્રભુજ ટોપણ. |
| ૧ | દરજી નથુ હદુ. |
| ૧ | ઠા. લધા પ્રસોત્તમ. |
| ૧ | શેઠ પ્રધાન વાગજી. |
| ૧ | ,, જેઠમલ તુલશીદાસ |
| ૧ | ,, રણછોડ તુલશીદાસ |
| ૧ | ,, કાનજી સુરજી. |
| ૧ | ઠા. ખેરાજ ખટાઉ. |
| ૧ | જોશી છોટાલાલ મુરજી |
| ૧ | ,, દેવકરણ દામજી |
| ૧ | વ્યાસ વલભજી લાલજી |
| ૧ | પં. શ્રીકૃષ્ણ ગ્વાલજી. |
| ૧ | પં. મોતીરામ વેલજી. |

# આશ્રયદાતાઓની નામની યાદી.

| નકલ. | નામ. | નકલ. | સ્ત્રી મંડળ. |
|---|---|---|---|
| ૧ | પં. કાનજી સુરજી. | ૧ | ખીંઆબાઈ |
| ૧ | ઠા. ખીમજી પુંજા. | ૧ | નાનબાઈ |
| ૧ | ,, ડુંગરસિંહ જીવણ. | ૧ | મહાબાઇ |
| ૧ | ,, પ્રધાન લધા. | ૧ | પ્રેમાબાઇ |
| ૧ | ,, કાતજી ખેતસીં ભકત | ૧ | બચુબાઈ |
| ૧ | ,, મુરારજી ઉમરશી | ૧ | સાકરબાઈ |
| ૧ | કોઠારી દયાડ માધવજી | ૧ | સાકરબાઈ |
| ૧ | ઠા. જાદવજી ખેતસીંહ | ૧ | ગંગાબાઇ |
| ૧ | પંડયા દેવરામ ધનજી | ૧ | રામાબાઈ |
| ૧ | ઠા. ડુંગરસી ઓધવજી | ૧ | વિદ્યાગૌવરી. |
| ૪ | જોશી કુંઅરજી નારાયણજી | ૧ | મોગીબાઈ |
| ૩ | ,, નરસીં ઠાકરશી | ૧ | હીરબાઈ |
| ૧ | માસ્તર ગૌરીશંકર લાલજી | ૧ | દેવકાંબાઈ |
| ૧ | ઠા. મુરારજી ગોપાલજી | ૧ | કલ્યાણબાઈ |
| ૧ | જોશી શીવજી નારાયણજી | ૧ | માનબાઈ |
| ૧ | ,, આતમારામ વેલજી | ૧ | તુલશાંબાઈ |
| ૧ | ,, રામજી કાલીદાસ | ૧ | પુરબાઈ |
| ૧ | ઠા. લીલાધર માધવજી ચંદન | ૧ | મુલબાઇ |
| ૧ | ,, રામજી માધવજી ચંદન | ૧ | ચાપાબાઈ |
| ૧ | ,, વિશ્રામ ખટાઉ | ૧ | કસ્તુરબાઈ |
| ૧ | ,, ભાણજી રામદાશ કૌતક | ૧ | નાથીબાઇ |
| ૧ | શેઠ ચત્રભુજ મુલજી | ૧ | ધનબાઈ |
| ૧ | ઠા. ચત્રભુજ વિશ્રામ | ૧ | પાર્વતીબાઈ |
| ૧ | શેઠ રામજી મુલજી | ૧ | સુંદરબાઇ |
| ૧ | ઠા. દામજી શીવજી | ૧ | વાલબાઈ |
| ૧ | જોશી વાગજી ઇબજી પાઘડીવાલા | ૧ | મણીબાઈ |
| ૧ | ,, પ્રસોતમ ખટાઉ | ૧ | ડાહીબાઈ |
| ૧ | શેઠ કલ્યાણજી મુલજી | ૧ | બચીબાઈ |
| ૧ | ઠા. હંસરાજ ખેતસી | ૧ | અમૃતબાઇ |
| ૧ | વ્યાસ પ્રાણશંકર લાધારામ | ૧ | કાશીબાઈ |
| ૧ | ઠા. વીરજી જાદવજી | ૧ | મમીબાઈ |
| ૧ | ,, જાદવજી માવજી મેવાવાલા | ૧ | મટુબાઈ |
| ૧ | સોની વલભજી લાધા. | ૧ | રાધાબાઈ |
| | | ૧ | જાનબાઈ |
| | | ૧ | જીવાંબાઈ |
| | | ૧ | લક્ષ્મીબાઈ |
| | | ૧ | લીલબાઈ |
| | | ૧ | જાનકીબાઈ |
| | | ૧ | ચોથીબાઈ |
| | | ૧ | ગોદાવરીબાઇ |

## આશ્રયદાતાઓની નામની યાદી.

| નકલ. | નામ. |
|---|---|
| ૨ | કોઠારી કેશવજી માધવજી |
| ૫ | શેઠ જેઠાભાઇ પ્રાગજી |
| ૧ | ઠા. ખેરાજ વેલજી |
| ૧ | કોઠારી પ્રેમજી ચત્રભુજ |
| ૧ | જોશી પીતાંબર ચાપશી |
| ૧ | કોઠારી કાનજી મનજી |
| ૨ | ઠા. દોશા હરજી કેનવાશવાલા |
| ૧ | ,, જેરામ ઘેલા મુંદ્રાવાલા |
| ૧ | ,, વિનશજી રામજી |
| ૧ | ,, કુંઅરજી ડુંગરસીંહ. |
| ૧ | ,, ખીમજી શાંમજી પોપટ |
| ૨૫ | ભકત ખીમજી રવજી |
| ૨૫ | એક ગ્રહસ્થ |
| ૧ | ઠા. મોતીરામ દેવચંદ |
| ૧ | ,, સુંદરજી મુલજી |
| ૧ | ,, વીરજી ખેતસી |
| ૧ | ,, વીશનજી રામજી |
| ૧ | ,, ડુંગરસીંહ કલ્યાણજી |
| ૧ | ઠા. રામજી ભાણજી |
| ૧ | વ્યાસ વીરજી ત્રીકમજી |
| ૧ | શેઠ નાનજી મુલજી |
| ૧ | ઠા. નાનજી મુરાજ |
| ૧ | વ્યાસ ઉમાશંકર સુરજી |
| ૧ | પંડિત દયારામ પ્રેમજી |
| ૧ | જોશી માધવજી ઉકેડા |
| ૧ | ,, રામજી માલજી |
| ૧ | ,, દયારામ સુદરજી |

| નકલ. | નામ. |
|---|---|
| ૧ | ,, વીરજી જેઠા |
| ૧ | ,, પ્રધાન દામજી |
| ૧ | ,, શીવજી રતનશી |
| ૧ | કવિ નરભેરામ વિશનજી |
| ૧ | જોશી હંશરાજ વિશ્રામ |
| ૧ | ,, મેગજી ખેરાજ |
| ૧ | શેઠ કરમસી હીરજી |
| ૧ | ,, ઠાકરશી પ્રાગજી |
| ૧ | ,, લખમીદાશ ચંદારામજી |
| ૧ | ,, ત્રીકમદાશ રતનસિંહ પુંજા |
| ૧ | ,, કરમસિંહ ગોપાલજી |
| ૧ | કોઠારી રામજી કુંઅરજી |
| ૧ | નાડેશ્વરના પુજારી ભાણજી |
| ૧ | પં. કાર્ત્તાંતિક |
| ૧ | ,, જયરામ ઉકેડા |
| ૧ | ,, મહોપાધ્યાય |
| ૧ | વ્યાસ વાલજી મુરારજી |
| ૧ | ,, વીશનજી કોરજી |
| ૧ | ,, ઉમાશંકર લીલાધર |
| ૧ | પં. ધર્મસિંહ ખીમજી |
| ૧ | ,, ગોવિંદજી લધા |
| ૧ | વ્યાસ હીરજી તુલશીદાસ |
| ૧ | પંડયા છગનલાલ ગોપાલજી |
| ૧ | વૈદ્ય શાસ્ત્રી મનજી લાલજી |
| ૧ | ,, લાલજી જાદવજી |
| ૧ | ,, પ્રસોત્તમ જાદવજી |
| ૧ | શેઠ હીરજી જાદવજી. |

**નોટ—**કેટલાક નામોના પત્રો વેળાસર ન આવતા દાખલ થઇ શકયા નથી માટે સુજ્ઞ સજ્જનોએ દરગુજર કરવી.

પંડિત દયારામ રત્નસિંહ શર્મા

સ્થાપિત સં. ૧૯૬૨.

# વિદ્યાવર્ધક પુસ્તકાલયના માલેક પંડિત દયારામ રત્નસિંહ તરફથી પ્રગટ થયેલ પુસ્તકોની ટુંક યાદી.

| | | |
|---|---|---|
| ૧ | વિવિધબોધ પ્રકાશ ( બાર ભાગમાં ) ... ... | ૧-૦-૦ |
| ૨ | રત્નપ્રબોધ વચનામૃત સહસ્ત્રી ... ... | ૦-૮-૦ |
| ૩ | સુબોધ સુધાકર ... ... ... ... | ૧-૦-૦ |
| ૪ | ચતુર ચિંતામણિ ... ... ... ... | ૧-૦-૦ |
| ૫ | પતિવ્રતા પારસમણિ ... ... ... | ૧-૦-૦ |
| ૬ | દયાસાગર... ... ... ... ... | ૧-૦-૦ |
| ૭ | ભજન-ભૂષણ તથા ભકિત ભૂષણ ( આ. ત્રીજી. ) | ૧-૪-૦ |
| ૮ | ભજન મણિ ... ... ... ... | ૧-૮-૦ |
| ૯ | ભજન—ચંદ્રિકા ( આ. બીજી. ) ... ... | ૧-૦-૦ |
| ૧૦ | ભજન—સિંધુ ... ... ... ... | ૧-૪-૦ |
| ૧૧ | શિવ—ભજનાવળી ( આ. ૪ થી. ) ... ... | ૧-૦-૦ |
| ૧૨ | યશ—ચંદ્રિકા ... ... ... ... | ૦-૪-૦ |
| ૧૩ | આરતિ-સંગ્રહ. ... ... ... ... | ૦-૨-૦ |
| ૧૪ | ગૌરક્ષા પંચરત્ન ... ... ... ... | ૦-૩-૦ |
| ૧૫ | સંક્ષેપ સન્ધ્યા ... ... ... ... | ૦-૩-૦ |
| ૧૬ | સ્ત્રીઓ માટે પાઠ પૂજન ... ... ... | ૦-૬-૦ |
| ૧૭ | વહેમ વિદારણ ... ... ... ... | ૦-૮-૦ |
| ૧૮ | શુકનશાસ્ત્ર ... ... ... ... | ૧-૦-૦ |

ઉપરના પુસ્તકોમાંથી જે શિલકમાં ન હશે તે મોકલવામાં આવશે નહીં.
રીપ્લાઈ કાર્ડ અગર સ્ટેમ્પ મુકવા શિવાય જવાબ મળશે નહીં.

**પંડિત દયારામ રત્નસિંહ શર્મ્મા.**

વડગાદી, તુલશીદાસ સુરજી હાઉસ નં. ૩ મુંબઈ.